# નિવેદન

ગોસેવાનુ આ પુસ્તક પ્રસિદ્ધ થતાં વાચકવર્ગને આપણા રાષ્ટ્રહિતના એક મહત્ત્વના અંગ પર ગાંધીજીના વિચારો એકત્રિત થયેલા જોવા મળી રહેશે. ગોસેવા એટલે હિંદુધર્મની લૌકિક વ્યાખ્યા એમ ગાધીજી એક ઠેકાણે જણાવે છે. એ રીતે જોતાં, આ ગ્રંથ હિંદુધર્મના કે અહિંસાપાલનને અંગેના એક મહત્ત્વપૂર્ણ વિષય પર ગાંધીજીના વિચારો રજૂ કરનારો ગણાય.

ગાધીજીના લેખો પ્રથમ વિભાગમાં આપેલા છે. એક લેખ તેમનો રહી ગયેલો તે પરિશિષ્ટ વિભાગમાં ત્રીજો આપેલો છે. આ ઉપરાંત 'નવજીવન'મા ગોસેવાને અંગે પ્રસિદ્ધ થયેલું અન્ય લેખકોનું લખાણ બીજા વિભાગમાં મૂકેલું છે શ્રી. વાલજીભાઈએ લખેલી મહત્ત્વની ગોસેવા-લેખમાળા 'ગોરક્ષાકલ્પતરુ' તરીકે અલગ પ્રસિદ્ધ થઈ છે, એટલે એમાંનું અહીં કશું નથી લેવાયુ. શ્રી. વાલજીભાઈનો એ ગ્રથ આની સાથે વાંચવામાં આવે તો ગોસેવાના આપણા પ્રશ્નની પૂરી સમજ ને તેના ઉકેલના ઉપાયો આપણને મળી રહેશે.

તા. ૨૬–૧–'૩૪ —પ્રકાશક

# અનુક્રમણિકા

## અનુક્રમણિકા



## વિભાગ ૨ જો



## પરિશિષ્ટ વિભાગ

# ઉપોદ્ઘાત

[ તાજેતરમાં એક મુલાકાતમાં ગાંધીજીએ પોતાના ગોસેવા વિષેના વિચારો જણાવેલા. તે મુલાકાતનું સત્તાવાર નિવેદન એમના લેખોના આ સંગ્રહના ઉપોદ્ઘાત તરીકે ચાલે એમ હોઈ, તે નીચે આપવામાં આવે છે.

તા. ૮–૯–'૩૩ને દિવસે એક સંસ્થાના પ્રતિનિધિએ પર્ણકુટીમાં ગાંધીજીની મુલાકાત લઈ ગોસેવા વિષે કેટલાક સવાલો પૂછ્યા હતા. પ્રથમ તેમણે પોતાના માસિકને સારુ ગાંધીજી પાસે ખાસ સંદેશની માગણી કરી. ગાંધીજીના જવાબથી મુલાકાત શરૂ થાય છે

—પ્રકાશક ]

ગાંધીજી—સંદેશો આપવા જેટલો મને ઉત્સાહ નથી; કેમકે મારા વિચારો મુજબ કોઈ ગોસેવા કરતું નથી. તમારા પ્રમુખશ્રીને મેં મારા વિચારો કહ્યા હતા. હાલની હિલચાલમાં સુધારા કરવાની દિશાઓ પણ તેમને બતાવી હતી. તેમણે તે મુજબ કરવાનું કબૂલ્યું, આશ્વાસનો પણ આપ્યાં. પણ તે પ્રમાણે કર્યું નહિ ત્યારે મારે સંદેશો આપીને લાભ શો?

પ્રતિ૦—ગોસેવા કરનારાઓમાંની કેટલીક વ્યક્તિઓ વિષે આ વાત થઈ; તેમના સિવાય બીજા ઘણા ભાઈઓ અને ઘણી ગોશાળાઓ આ કામ કરી રહ્યાં છે. તેઓ બધા

આ હિલચાલ વિષેના આપના વિચારો સંદેશા દ્વારા જ જાણી શકે એમ છે. આપની ઇચ્છા હોય તો તે સંદેશામાં જ તેમની ખામીઓ અને સુધારા વિષેનું દિગ્દર્શન થઈ શકે છે.

ગાંધીજી—કોઈ ગોરક્ષાવાળો ફંડ માગવા આવે ત્યારે બે ચાર પૈસા આપીને જેમ તેને સામાન્ય રીતે વિદાય આપવામાં આવે છે, તેમ હું પણ એવો એકાદ સંદેશો આપું ખરો. પણ આવા કેવળ સંદેશાથી ખાસ કંઈ કામ સરશે એમ મને લાગતું નથી.

પ્રતિ૦—ઠીક; સંદેશાની વાત કોરે મૂકી હું આપને પૂછું છું કે, ગોસેવા વિષે આપના પહેલાંના ઉદ્‌ગારોમાં, આટલા વરસના વિચારો પછી, કંઈ ફેરફાર કરવા જેવું આપને લાગે છે? પહેલાંના ઉદ્‌ગારો આવા હતા:—

(૧) આ એક ગોસેવાનું કામ જ સ્વરાજ્યને નજીક લાવનારું છે. (૨) ગોવધ થાય છે ત્યાં સુધી મારો પોતાનો જ વધ થાય છે એમ મને લાગે છે. ગાયને છોડાવવાના મારા પ્રયત્નો હંમેશાં ચાલુ જ છે. મારા બધા પ્રયત્નો ગોવધ અટકાવવા માટે છે. ગાયને બચાવવા સારુ પોતાનો પ્રાણ આપવા જે તૈયાર નથી તે હિન્દુ નથી (૩) મારી ઊંડામાં ઊંડી બે મનકામનાઓ છે: એક અસ્પૃશ્યતા-નિવારણ અને બીજી ગોસેવા. આ કામોમાં જ્યારે ફતેહ મળે ત્યારે જ સ્વરાજ્યપ્રાપ્તિ થાય. આ બેઉની સિદ્ધિમાં જ મને મોક્ષ દેખાય છે.

ગાંધીજી:—આ વિચારોમાં મારે કશોય ફેરફાર કરવો નથી. પણ તેનો અર્થ કરતી વખતે પૂર્વાપર સંદર્ભ અને ગોસેવાનો જે વ્યાપક અર્થ હું કરું છું તે ધ્યાનમાં

સેવા જોઈએ. મારી ગોરક્ષામાં હું જીવમાત્રનો સમાવેશ કરું છુ. તમે કદાચ જાણતા ન હો કે ગોરક્ષા વિષે જે વાક્યો તમે ટાંક્યાં છે તેથીયે વધારે હું કહી ગયો છું. દાખલા તરીકે, મેં એમ પણ કહ્યું હતું કે ગોરક્ષાની ભાવના એ હિંદુધર્મની માનવજાતિને સારુ એક મોટી ભેટ છે. પણ ગોરક્ષાની મારી વિશિષ્ટ કલ્પનાને લઈને જ મારા આ ઉદ્ગારો હતા.

પ્રતિ૦—આપનુ કહેવું હું સમજું છું. હવે તેને જ લગતો એક વધારે પ્રશ્ન પૂછી લઉં. કેટલાક એમ કહે છે કે, ગોરક્ષાનુ કાર્ય નિરપેક્ષ રીતે કરતાં સત્ય અને અસત્યનો વિધિનિષેધ ખાસ રાખવાની જરૂર નથી ગોરક્ષાને સારુ ગમે તે કરી શકાય છે. આને વિષે આપનો શો અભિપ્રાય છે ?

ગાંધીજી—ગોરક્ષાના કાર્યમા સત્યનો અપલાપ કરવો એ પ્રત્યક્ષ ગાયનો જ ભોગ આપવા જેવું છે; તેમ જ પ્રજાહિતના કાર્યમાં સત્યનો દ્રોહ કરવો એ પ્રત્યક્ષ પ્રજાનો જ દ્રોહ કરવા જેવું છે. મારા આ વિશિષ્ટ વિચારો પ્રજાને ગમ્યા નથી અને ગળે ઊતર્યા નથી તેથી હાલની ગોરક્ષાની હિલચાલમાં પડવાની મારી ઇચ્છા નથી. ખરુ જોતાં આજે પણ ગોરક્ષાને સારુ હું પરાકાષ્ઠાના પ્રયત્ન કરી રહ્યો છુ. તે કેમ એ એક કોયડો જ છે. છાપાં પરથી એનો ઉકેલ ન આવી શકે. પણ એને વિષે મારી પોતાની તો ખાતરી જ છે. વખતે તમને પણ એનો ઉકેલ મળ્યો હોય.

પ્રતિ૦—હાજી, આપનો આશય હું સમજું છુ.

ગાંધીજી.—ગોસેવા વિષેનો મેં ખૂબ અભ્યાસ કર્યો છે. જેટલી ગોશાળાઓની મે મુલાકાત લીધી છે તેટલી બીજા

કોઈએ ભાગ્યે જ લીધી હોય. જોયેલી દરેક સંસ્થાનો મેં અભ્યાસપૂર્વક વિચાર કર્યો છે અને તે તે ઠેકાણે અભિપ્રાયો પણ લખી આપ્યા છે.

પ્રતિ૦—ત્યારે અત્યારના ગોરક્ષાના કાર્યમાં આપને જે દોષો લાગ્યા છે તેટલા તો આપ કહેશો ?

ગાધીજીઃ—તે તમે વાંચી બતાવ્યા તે પ્રમાણે જ લગભગ છે.

પ્રતિ૦—ત્યારે ગાયોનું રક્ષણ કેવી રીતે થાય એમ આપ માનો છો ?

ગાંધીજી·—તે બધું હુ કહીશ; પણ આ મુલાકાત માટે આપેલો વખત હવે પૂરો થયો છે. તેથી ફરીથી એક વાર તમે વખત નક્કી કરીને મારી પાસે આવો. હુ જરૂર મુલાકાત આપીશ. તે વખતે આપણે વધારે ચર્ચા કરીશું; અને તમે જો આ કામ વિષે ખરેખર ઉત્સાહ ધરાવતા હો તો હું તમારો સહકારી કે તમે મારા સહકારી થઈને આપણે બન્ને આ કામ કરીશુ.

૨

પ્રતિ૦—હું આપનું કહેવું જો બરાબર સમજ્યો હોઉં તો તે આ છે કે સંપૂર્ણ સત્ય ને અહિંસા, જાતિદ્વેષનો અભાવ, પરમતસહિષ્ણુતા અને પ્રેમ તેમ જ આર્થિક દૃષ્ટિનો સમાવેશ, એટલે કે દુગ્ધાલયો ને ચર્માલયો વધારવાં અને ગાયોની કિંમત વધારવાના પ્રયત્નો કરવા—આ જ આપની ગોસેવાની કલ્પનાનુ વૈશિષ્ટ્ય છે ને ?

ગાંધીજીઃ—સાવ સાચું. જે લોકો ગોવધ કરે છે તેઓ અજ્ઞાની છે. તેમને મારી નાખવાથી તેમનું અજ્ઞાન દૂર

થવાનુ નથી. તેમનું અજ્ઞાન ટાળવા સારુ સહાનુભૂતિ ને પ્રેમ-પૂર્વક જુદી જાતના પ્રયત્નો કરવાની જરૂર છે. અને આર્થિક દૃષ્ટિએ પણ ગાયોની કિંમત વધાર્યા વગર આરો તો નથી જ.

પ્રતિ૰—તેમ કરતી વખતે ગાય વિષે વિશિષ્ટ ધાર્મિક ભાવના એટલે કે વિશિષ્ટ આદર કાયમ ન રહેવો જોઈએ અથવા તો તે સાચવવાનો પ્રયત્ન ન થવો જોઈએ એવો તો આપનો મત નથી ને?

ગાંધીજી.—ના, ના ઊલટી આ ભાવના કે આદર ગોસેવાની મારી કલ્પનામા જેટલી વસ્તુઓ સમાયેલી છે તે બધી અમલમા મૂકવાથી જ કાયમ રહેશે ને સચવાશે.

પ્રતિ૰—આપની કલ્પના અમને માન્ય હોય તો કાર્યની પ્રગતિ માટે હવે પછી અમારે શું કરવું? એકાદ વાર્ષિક કે ત્રૈવાર્ષિક યોજના આપ સૂચવશો?

ગાધીજીઃ—યોજના વાર્ષિક હોય કે ત્રૈવાર્ષિક હોય, આટલી વસ્તુઓ તમારે કરવી જોઈએ·

(૧) ગાયના દૂધના વપરાશ પર ભાર મૂકવો અને બીજા પ્રકારનું દૂધ બંધ કરવું;

(૨) ગાયના મૃત શરીરના બધા ભાગો ઉપયોગમાં આવે, તે નકામા ન જાય એવા પ્રયત્નો કરવા ને તેમનો પ્રચાર કરવો.

(૩) ગાયની ઓલાદ સુધારવાના પ્રયત્નો કરવા;

(૪) ગાયોને વધારે દૂધ આપતી બનાવવી, વગેરે;

પ્રતિ૰—ગોસેવકો આ પ્રયત્નો કરતા હોય ત્યારે અસ્પૃશ્યતાનિવારણ, હિન્દુ-મુસ્લિમ ઐક્ય એવાં કાર્યોની પણ આપ તેમની પાસેથી આશા રાખો ખરા?

ગાંધીજીઃ—બિલકુલ નહિ. ગોસેવાનો વ્યાપક અર્થ તેઓ સમજતા થાય તો બસ છે. આટલી જાણથી પણ ઘણુ કાર્ય થઈ શકે એમ છે. તમે ફક્ત ગોસેવાનું એક ખાસ અંગ હાથમાં લીધુ છે, એટલો જ તેનો અર્થ થાય. હું અસ્પૃશ્યતાનિવારણનુ કામ કરતી વખતે પણ ગોસેવાનુ કામ કરવાનો દાવો કરુ છુ તે આ જ અર્થમાં.

પ્રતિ૦—આપ કહો છો તે ઢબે અમે કામ કરવા માગીએ તો આપના તરફથી કેવી જાતની મદદ કે સહકાર થઈ શકે એમ છે?

ગાંધીજી—કાર્યકર્તાઓ માટે કેટલાક ગુણો આવશ્યક છે એમ હુ માનુ છુ. તે કસોટીમાથી તમે કે તમારામાથી કોઈ પસાર થાય તો પૈસાને વિષે તેમને હું નિશ્ચિત કરી શકીશ.

પ્રતિ૦—તે કામને માટે 'હરિજન' જેવા છાપાની આવશ્યકતા આપને લાગે છે?

ગાધીજીઃ—છાપું કાઢવુ આ પછીનુ, બલ્કે છેવટનુ કામ છે પ્રથમ અમુક એક વિશિષ્ટ વિચારોથી પ્રેરિત થઈને એક સઘટના થવી જોઈએ. ત્યાર પછી છાપુ કાઢવું યોગ્ય ગણાય. 'હરિજન' વિષે પણ મે આ જ દૃષ્ટિ રાખી છે.

પ્રતિ૦—ગોરક્ષાની સસ્થાઓના એકીકરણ પર અમે હાલમા બહુ ભાર મૂકીએ છીએ. આ વાત આપને ક્યાં સુધી પસંદ છે?

ગાધીજી—તે કામ બહુ અઘરુ છે, પણ તે મને પૂર્ણ પસંદ છે. તેમાં ફતેહમંદ થાઓ તો હુ તમારુ અભિનંદન કરીશ.

# ૧

# ગોરક્ષા

ગોરક્ષા મને અતિ પ્રિય છે. હિન્દુધર્મનું મોટામા મોટું બાહ્ય સ્વરૂપ શું એમ જો મને કોઈ પૂછે તો હું ગોરક્ષા સૂચવું. એ ધર્મને આપણે ભૂલ્યા છીએ એમ મને વર્ષો થયાં દેખાયુ છે. દુનિયામાં એવો મુલક મેં નથી જોયો કે જ્યાં ગાયનો વંશ હિન્દુસ્તાનના જેટલો રેઢિયાળ હોય. પ્રમાણમાં ઢોરનાં પાંસળા જેટલાં આપણે હિન્દુસ્તાનમાં જોઈએ છીએ તેટલાં બીજે ક્યાંયે જોવામાં નથી આવતાં. અંગ્રેજ પ્રજા ગોમાસભક્ષણ કરે છે; છતા ઇંગ્લંડમાં મે રેઢિયાળ ઢોર જ નથી જોયાં.

જેવાં આપણાં ઢોર દૂબળાં, તેવાં આપણે છીએ. જ્યાં ઢોર ભૂખે મરે છે ત્યાં ત્રણ કરોડ મનુષ્યો ભૂખે મરે તેમાં નવાઈની વાત નથી.

આપણી પાંજરાપોળોની દશા જુઓ ! વ્યવસ્થાપકોની ઉદારતાને વિષે મને માન છે, પણ તેમની વ્યવસ્થાને વિષે

મને ઘણું ઓછું માન છે પાંજરાપોળો ગાય ને તેના વંશની રક્ષા કરે છે એમ હું માનતો નથી. પાંજરાપોળો કંઈ રેઢિયાળ ઢોરોને રાખવાનું અને તેમને સુખે મરવા દેવાનું સ્થાન ન હોવું જોઈએ. પાંજરાપોળમાં હું આદર્શ ગાયબળદને જોવાની આશા રાખું. પાંજરાપોળ શહેરોની મધ્યમા ન હોય, પણ મોટાં ખેતરોમા હોવી જોઈએ, અને તેમાં અઢળક પૈસા ખર્ચાવાને બદલે તેમાથી અઢળક પૈસો પેદા થવો જોઈએ.

હિન્દુસ્તાનનાં ઢોરોને હિદુ કેવી રીતે રાખે છે? તેને અણિયાળા પરોણા કોણ ઘોંકે છે? તેની ઉપર અસહ્ય ભાર કોણ લાદે છે? તેને ઓછો ખોરાક કોણ આપે છે? તેની પાસેથી જોઈએ તેના કરતાં વધારે કામ કોણ લે છે?

મારી દઢ માન્યતા છે કે, હિન્દુનુ પ્રથમ કામ પોતાનું જ ઘર સાફ કરવાનું છે. મારી શક્તિ હોય, મને વખત હોય, તો હુ પાંજરાપોળો સુધારવામાં, ઢોરની માવજતનું શાસ્ત્રીય જ્ઞાન પ્રજાને આપવામાં, નિર્દય હિન્દુઓને પોતાનાં ઢોર ઉપર દયા શીખવવામા, સ્વચ્છ દૂધ ગરીબમા ગરીબ બાળકને ને રોગીને પહોંચતું કરવામાં ગોરક્ષામંડળીઓને રોકું. એ મંડળીની વ્યવસ્થાનું મહાભારત કામ હું હિન્દુની પાસે પ્રથમ લેવરાવું.

પછી અંગ્રેજોને ગોમાંસનો ત્યાગ કરવાને વીનવું. રાજાઓ અંગ્રેજ પરોણાની માવજત કરતાં, તેમનો ખાસ ધર્મ ભૂલી જઈ, ગોમાંસ આપતાં પણ અચકાતા નથી; તેમને આ અધર્માચરણમાંથી મુક્ત થવા વીનવું ને શરમાવું.

આટલું કરું ત્યારે જ મને મારા મુસલમાન ભાઈઓની પાસેથી ગોવધ બંધ કરાવવાનુ કહેવાનો હક્ક પ્રાપ્ત થાય. આમ આપણો ધર્મ સ્પષ્ટ દેખાય છે. છતા, આપણે છેલ્લુ કરવાનું પહેલું કરવા મંડી ગયા છીએ. મુસલમાનના હાથમાથી ભલાઈએ કે બળાત્કારે પણ ગાયને છોડવવામાં આપણે મન ગોરક્ષાની સમાપ્તિ થઈ જાય છે. પરિણામ એ આવ્યુ છે કે, હિન્દુમુસલમાન વચ્ચે વેરભાવ વધ્યો, તકરારનું કારણ ઊભુ થયુ, ને એ પ્રવૃત્તિને પરિણામે વધારે ઢોરોનો વધ થયો, કારણ કે મુસલમાન ભાઈ હઠે ભરાયા. ગાયને બચાવવા આપણે મરવુ એ પરમ ધર્મ છે.

પણ આજે આપણને અમૂલ્ય તક મળી છે. મેં તેને ઝીલી લીધી છે. દરેક હિન્દુ તેને ગ્રહણ કરી ગાયની સહેજે રક્ષા કરી શકે છે મુસલમાનોની ઉપર અત્યારે ભારે દુઃખ આવી પડયુ છે, તેમના દીનનુ અપમાન થયુ છે. તે વેળા તેમને વગરશરતે, વગરબદલે મદદ કરવી. એમ કરવું એ આપણી પડોશી તરીકેની ફરજ છે. જે માણસ ફરજ બજાવે છે તેને, ઇચ્છે કે ન ઇચ્છે છતાં, ફળ મળે છે. મુસલમાનો પ્રત્યે ફરજ બજાવવાથી આપણે તેમની ખાનદાની ઉશ્કેરીએ છીએ જે મિત્રતા બદલો માગે તે મિત્રતા નથી તે તો વ્યાપાર છે. આપણે અત્યારે વ્યાપારનો વિચાર છોડીને મુસલમાનોને મદદ કરવામા તેમને હાથે ગાયનો બચાવ રહેલો છે.

કોઈ કહે છે કે મુસલમાનોનો આવી બાબતમાં વિશ્વાસ ન રખાય. મને તો મનુષ્યસ્વભાવ ઉપર ભરોસો છે, ઇસ્લામ ઉપર ઇતબાર છે. ખાનદાનીનો બદલો ખાનદાની

જ મળે એવો ઈશ્વરી ન્યાય છે. જ્યારે આપણા હેતુ મિશ્રિત હોય છે ત્યારે જ આપણે પ્રતિકૂળ પરિણામો અનુભવીએ છીએ. આજે જ મુસલમાનો પોતાની મેળે ઘણું કરી રહ્યા છે. મૌલાના અબ્દુલ બારી સાહેબે ત્યારે જ મારી મદદ કબૂલ કરી કે જ્યારે તેઓ ગાયને બચાવવાની પરવાનગી પોતાના ધર્મમાં જોઈ શક્યા. હકીમ અજમલખાન ગૌરક્ષાને સારુ ખૂબ મહેનત લઈ રહ્યા છે. બન્ને અલીભાઈઓના ઘરમાં ગોમાંસ આવતુ જ બંધ થયુ છે.

આમ જે સુધારો થઈ રહ્યો છે તેને આપણે શક લાવી અથવા ઉતાવળ કરી ન બગાડીએ.

કેટલીક જગ્યાએ હું ગોવધ અટકાવનારા કાયદાઓ કરાવવાની હિલચાલ જોઉં છું. કેટલેક ઠેકાણે મુસલમાનોની સાથે શરત કરવાની વાતો હું સાંભળું છુ. બન્નેમાં હું તો નુકસાન જ જોઉં છુ. સુસ્ત હિન્દુ સામે અત્યારે એક જ ફરજ છે કે, નીતિન્યાયે ઉત્પન્ન થતી મુસલમાનોને મદદ કરવાની પોતાની ફરજ મૂંગે મોઢે બજાવે. તેમાં બન્નેના ધર્મની ને માનની પૂરી રક્ષા છે.

તા. ૧૫–૮–'૨૦

૨

# હિંદુધર્મની પરીક્ષા

('હિંદુધર્મ' એ લેખમાંથી)

આ બધું છતાં હિન્દુધર્મની પ્રધાન વસ્તુ નિરાળી જ છે. તે ગૌરક્ષા. ગૌરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરું છું. ગાયને બહાને, એ તત્ત્વ દ્વારા માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામા આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિન્દુસ્તાનમાં માણસનો સૌથી સાચો સાથી — સૌથી મોટો આધાર હતી. એ જ એક હિન્દુસ્તાનની કામધેનુ હતી. તે માત્ર દૂધ જ આપનારી નહોતી, આખી ખેતીનો એ આધારસ્તંભ હતી.

ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે. આ ગરીબ અશરાફ પ્રાણીમા આપણે કેવળ દયા જ ઊભરાતી જોઈએ

છીએ. લાખો કરોડો હિન્દીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂકસૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાત ઋષિ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળુ બીજુ કશુ એનું ધ્યેય હોઈ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે તેથી વળી વધારે જ અસરકારક છે. ગૌરક્ષા એ હિન્દુધર્મે દુનિયાને આપેલી બક્ષિસ છે. અને હિન્દુધર્મ પણ જ્યાં સુધી ગાયની રક્ષા કરનારા હિન્દુઓ છે ત્યા સુધી જ રહેશે.

એ ગાયની રક્ષા કઈ રીતે થાય? રસ્તો એ જ છે કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસને મારવા તૈયાર થવું એ તો હિન્દુધર્મ તેમ જ અહિંસાધર્મ બન્નેનો ઇનકાર કર્યા સમાન છે.

હિન્દુઓને તો પોતાની તપસ્યાના, પોતાની આત્મશુદ્ધિના અને આપભોગના બળથી ગાયની રક્ષા કરવાનું કહેલુ છે. આજકાલની ગૌરક્ષા તો મુસલમાનો જોડે કાયમના કંકાસ અને ઝેર કરવામા આવી રહી છે; જ્યારે ખરું જોતાં ગૌરક્ષાનો અર્થ એ છે કે, આપણે આપણી પ્રેમસેવાથી મુસલમાનોનાં મન જીતી લેવાં.

પણ ખુદ હિન્દુઓ પોતે અત્યારે ગૌરક્ષા કેટલી સમજે છે? થોડા અરસા ઉપર એક મુસલમાન મિત્રે મને એક પુસ્તક મોકલેલુ, તેમાં ગાય અને તેની ઓલાદ ઉપર આપણે જે ઘાતકીપણુ ગુજારીએ છીએ તેનાં વિગતવાર વર્ણનો કરેલાં હતાં. તેનુ ટીપેટીપુ દૂધ ખેંચી લેવાને ખાતર આપણે તેનું કેવું લોહી લઈએ છીએ, આપણે તેને ભૂખે મારી કેવી હાડપિંજર કરી મૂકીએ છીએ, તેનાં વાછરડાંઓની

આપણે કેવી દુર્દશા કરીએ છીએ, તેમને આપણે કેવા પૂરુ ધાવવા પણ દેતા નથી, બળદો ઉપર આપણે કેવો જુલમ ગુજારીએ છીએ, આપણે તેને કેવા ખસી કરીએ છીએ, આપણે તેને કેવા ચાબખા, પરોણી અને આરોના માર મારીએ છીએ, આપણે તેમના પર કેવા અનહદ બોજા લાદીએ છીએ — આ બધાનું એમા વર્ણન હતુ. જો તેમને વાચા હોત તો કદાચ તેઓ આપણી સામે એવા તો અમાનુષ અપરાધોની સાક્ષી પૂરત કે દુનિયા બધી કમકમી ઊઠત!

આ મૂગાં પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિન્દુધર્મનો અને ઈશ્વરનો ઇન્કાર કરીએ છીએ. હુ નથી માનતો કે દુનિયાના બીજા કોઈ પણ દેશમા તેના ઢોરોની હાલત હિન્દુસ્તાનના કરતા ભૂડી હોય. આમા અંગ્રેજનો દોષ આપણે નહિ કાઢી શકીએ. આમાં આપણી ગરીબી પણ આપણે નહિ ગાઈ શકીએ. આપણાં ઢોરોની આ દુર્દશા આપણી ઘાતકી બેદરકારી સિવાય બીજા કશાની જ સૂચક નથી. આપણી પાજરાપોળો આપણી દયાવૃત્તિ ઉપર ખડી થયેલી સંસ્થાઓ છતા, તે વૃત્તિનો અતિ બેહૂદો અમલ કરનારી સસ્થાઓ માત્ર છે. તેઓ નમૂનેદાર ગોશાળાઓ કે ડેરીઓ અને ધીકતી રાષ્ટ્રીય સસ્થાઓ તરીકે ચાલવાને બદલે, માત્ર ખોડાં ઢોરો રાખવાના ધર્માદાખાતાંઓ જ થઈ પડી છે!

હિન્દુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વરશુદ્ધ મન્ત્રો ભણ્યાથી, તીરથજાત્રાઓ કર્યાથી, કે ન્યાતફિરકાઓના ઝીણામા ઝીણા નિયમો ચીવટથી પાળ્યાથીયે નહિ, પણ ગાયને

બચાવવાની તેમની શક્તિથી જ થવાની છે. અત્યારે તો ગોરક્ષાધર્મનો દાવો કરનારા આપણે ગાયને અને તેના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીએ.

હું શા સારુ મને પોતાને સનાતની હિન્દુ કહેવડાવું છું એ વાચકને હવે સમજાશે. ગાય પ્રત્યેના મારા પૂજ્યભાવમા હુ કોઈથી ઊતરું એમ નથી. ખિલાફતની લડતને મેં અપનાવી છે, કારણકે હુ જોઈ રહ્યો છુ કે ખિલાફતની રક્ષા મારફત ગાયની સંપૂર્ણ રક્ષા છે. મારી સેવાના બદલા તરીકે ગાયને બચાવવા હુ મુસલમાન મિત્રોને નથી કહેતો. હું ઈશ્વર પાસે રોજ એટલી જ પ્રાર્થના કરું છુ કે, જે લડતને હું સચ્ચાઈની લડત માનુ છું તેને વિષેની મારી સેવા એની નજરમાં એટલી સમાય કે તે મુસલમાનોનાં દિલ પલટાવે, અને તેમને વિષે પોતાના હિન્દુ બિરાદરોને માટે એટલી મહોબ્બત પેદા કરે કે હિન્દુઓ જેને પોતાના પ્રાણ સમાન પ્રિય સમજે છે તે જાનવરને તેઓ બચાવી લે.

તા. ૯-૧૦-'૨૧

## ૩

# ગોરક્ષા : આર્થિક દૃષ્ટિએ

ગોરક્ષાની સાથે હિન્દુમુસલમાન ઐક્યને નિકટનો સંબંધ છે. પણ તે દૃષ્ટિએ આજે આપણે ગોરક્ષાનો પ્રશ્ન નહિ વિચારીએ. . . . . . ગોરક્ષાનો સવાલ આ લેખમાં ધર્મની દૃષ્ટિએ પણ નહિ વિચારીએ. કેવળ આર્થિક દૃષ્ટિએ વિચારીશું.

જુહુ જેવા એકાંત સ્થળમાં રહેતાં મને જે અનુભવો થયા છે ને તે ઉપરથી મારા જે જૂના વિચારો તાજા થયા છે તે જ વાચનાર સમક્ષ મૂકવા ઇચ્છુ છુ. મારી સાથે જ રહેનારાં, મારા હાથ નીચે ઊછરેલાં, અથવા મારી સાથે નિકટનો સંબંધ રાખનારાં જેઓ માંદા પડ્યાં છે તેઓને મેં મારા હવાફેરમાં ભાગ લેવા બોલાવ્યાં છે. તેઓનો મુખ્ય ખોરાક ગાયનુ દૂધ છે. આ સ્થળે ગાયના દૂધની મુશ્કેલી પડવા લાગી. આ સ્થળની નજદીકમા મુંબઈનાં ત્રણ પરાં છે—વીલે પારલા, અંધેરી ને સાંતાક્રુઝ. એ ત્રણે

જગ્યાએથી ગાયનુ દૂધ સહેલાઈથી મળવું મુશ્કેલ થઈ પડયું. ભેંસનું જોઈએ તેટલુ મળે. તે પણ, મારે સારુ ખાસ ચીવટ રાખનારા મિત્રો આસપાસ વસે છે તેથી, ભેળસેળ વિનાનુ મળે, નહિ તો તે પણ દુર્લભ. છેવટે મને તો ઈશ્વિરની અને મિત્રોની કૃપાથી ગાયનુ દૂધ પણ મળ્યુ છે. જોકે મિત્રોએ તો મને કહ્યું છે કે તેઓ બચાવી શકે તેમાંથી મને ગાયનું દૂધ મોકલે છે, છતાં મને ભય છે કે તેમને જોઈતા દૂધમાથી મેં ભાગ પડાવ્યો છે. પણ મારા જેવાં સદ્ભાગ્ય કંઈ બધાના હોય છે? હુ તો, મને પોતાને ભિખારી મનાવતો છતો, એક પણ અગવડ ભોગવવા જેવો નથી રહ્યો. મિત્રોના અસીમ પ્રેમની લાયકાત મારામાં કેટલી હશે તે તો મારા મરણ પછી જો કોઈ દયા કરી શુદ્ધ હિસાબ કાઢશે તો જ ખબર પડશે.

પણ આ ગાયના દૂધની અછતે મને ફરી જાગૃત કર્યો. હિંદુસ્તાન જેવો મુલક, જ્યા જીવદયાનો ધર્મ પાળનારા અસંખ્ય મનુષ્યો વસે છે, જ્યાં ગાયને માતા સમાન માનનારા ધર્મચુસ્ત કરોડો હિંદુ વસે છે, ત્યા જ ગાયના બેહાલ? ત્યાં જ ગાયના દૂધની અછત? ત્યા જ ગાયનુ દૂધ ભેળસેળવાળું? ત્યાં જ ગરીબને તો દૂધમાત્ર અલભ્ય? આમાં નથી મુસલમાનનો કે નથી અંગ્રેજી સત્તાનો દોષ. જો દોષ કોઈનો છે તો હિંદુનો છે. તે દોષ પણ ઇરાદાપૂર્વક નથી, અજ્ઞાનનો છે.

હિંદુસ્તાનમા ઠેકઠેકાણે ગૌશાળા છે તેની સ્થિતિ દયાજનક છે. તેમાં પણ આવડતની ખામી છે. આ ગૌશાળા અથવા પાંજરાપોળોમાં અઢળક ધન વપરાય છે.

કોઈ કહે છે એ ઝરો પણ હવે તો સુકાવા આવ્યો છે. ભલે એમ પણ હો. મારી ખાતરી છે કે, જો આ કામને સારા પાયા ઉપર મૂકી શકાય તો હિંદુસ્તાનના ભાવિક હિંદુ પૈસાનો વરસાદ વરસાવે કામ અશક્ય નથી જ એવો મારો દૃઢ વિશ્વાસ છે.

પાંજરાપોળો શહેરની બહાર વિસ્તીર્ણ જમીનમાં હોવી જોઈએ. તેમાં કેવળ ઘરડા ઢોર જ નહિ પણ દૂઝણા ઢોર પણ હોય. તે તે શહેરને ચોખ્ખું દૂધ ત્યાંથી જ પૂરુ પાડવામા આવે હુ સંચાની વિરુદ્ધ છુ એમ કહી મને નહિ જાણનારાઓએ ખૂબ વગોવ્યો છે ને મને વિનોદ પણ કરાવ્યો છે. આ દૂધશાળાઓ ચલાવવાને સારુ જેટલા યંત્રોની જરૂર જણાય તે બધાં એકઠાં કરવાની સામે હું 'મહાત્મા'નો અવાજ નહિ ઉઠાવું, પણ તેના પક્ષમાં મારો નમ્ર અભિપ્રાય આપવા તૈયાર છું. આ ભવનના ઉપરી તરીકે કોઈ હિંદુસ્તાની ન મળે તો નિખાલસ અંગ્રેજને નીમવા પણ હુ તૈયાર થાઉ. આ પ્રમાણે જો આપણે પાંજરાપોળને દૂધભવન બનાવીએ, સારામાં સારાં ઢોરો પાળીએ, ને દૂધમાખણ સસ્તે ભાવે વેચીએ, તો હજારો ઢોરો સુખી થાય, ગરીબોને અને બાળકોને સ્વચ્છ ને સસ્તું ઘી મળે. અંતે દરેક ગૌશાળા સ્વાશ્રયી બને અથવા લગભગ તેવી બને. એક જ ગૌશાળાનો આવો પ્રયોગ કરવાથી, મારું કથન કેટલે દરજ્જે યોગ્ય છે એ જાણી શકાય તેમ છે.

મારી ઉમેદ છે કે કોઈ એવી શંકા તો નહિ જ કરે કે, 'પછી આમાં ધર્મ તો ક્યાં રહ્યો? આ તો વેપાર થયો!' જો એવો કોઈ શંકાશીલ વાંચનાર મળી આવે તો

તેને હું આટલું જ કહેવા ઇચ્છું છુ: ધર્મ ને વ્યવહાર બે હમેશાં વિરોધી વસ્તુ નથી. જ્યારે વ્યવહાર ધર્મનો વિરોધી જોવામાં આવે ત્યારે તે ત્યાજ્ય છે. ધર્મની કસોટી પણ તે જ્યારે વ્યવહારમા ઉતારાય ત્યારે જ થાય છે. ધર્મમાં સામાન્ય કાર્યકુશળતા ઉપરાંત વધારેની જરૂર હોય છે, કેમકે વિવેક, વિચાર ઇત્યાદિ ગુણો વિના ધર્મનુ પાલન જ અસંભવિત છે. અત્યારે તો ધન કમાવામા મશગૂલ રહેલા ધનિક લોકો, પોતાની સાદાઈમા, અનેક પ્રકારનાં દાન વગર-વિચારે કરે છે. તે દાનનો ભોગ થયેલી સસ્થાઓના વ્યવસ્થાપકો વગરવિચારે તે ચલાવે છે ને આપણે તેને અનુમોદન આપીએ છીએ. આમ ત્રણે પક્ષ અજાણપણે ઠગાય છે ને માને છે કે તેઓ ધર્મ કરે છે. સત્ય તો એ છે કે આમ ધર્મને નામે ઘણી વેળા તો છેક અધર્મ જ થાય છે. જો ત્રણે પક્ષ અથવા એક પક્ષ પણ વિવેકપૂર્વક ધર્મને સમજે ને તેને વ્યવહારમાં ઉતારે તો પ્રત્યેક સંસ્થા શુદ્ધ ધર્મથી શોભી નીકળે.

તા. ૨૦-૪-'૨૪

४

# ગોરક્ષાનો અર્થ

(બેલગામ ખાતે મળેલી ગોરક્ષા પરિષદમાં ગાંધીજીએ પ્રમુખ-પદેથી નીચેનું ભાષણ આપ્યુ હતું. –પ્રકાશક)

ગોરક્ષાનો પ્રશ્ન, મારા વિચાર પ્રમાણે, સ્વરાજના પ્રશ્નથી નાનો નથી; એને સ્વરાજના પ્રશ્નના કરતાં હું કેટલેક અંશે ઘણો મોટો સમજું છુ. હું માનુ છું કે, જેમ અસ્પૃશ્યતાના દોષથી મુક્ત થયા વિના, હિન્દુમુસલમાન ઐક્ય સાધ્યા વિના, અને ખાદી પહેરતા થયા વિના આપણે સ્વરાજ ન મેળવી શકીએ, તે જ પ્રમાણે મારે કહેવું જોઈએ કે, ગોરક્ષા કેવી રીતે કરવી તે આપણે જાણ્યુ નથી ત્યાં સુધી સ્વરાજ એ કશી વસ્તુ નથી, કેમકે તેમા હિન્દુધર્મની કસોટી રહેલી છે.

હુ સનાતની હિન્દુ હોવાનો દાવો કરું છું. ઘણા ભાઈઓને હસવું આવતુ હશે કે મુસલમાનોમાં હરનારો ફરનારો, બાઇબલની વાતો કરનારો, અંગ્રેજોની સાથે પાણી

પીનારો, મુસલમાનોની બનાવેલી રોટી ખાનારો, અંત્યજની છોકરી ખોળે લેનારો જે હું, તેવાને સનાતની હિન્દુ કહેવો એ ભાષા ઉપર અત્યાચાર કર્યો કહેવાય. છતાં હુ પોતાને સનાતની મનાવવાનો દાવો કરુ છું, અને મને વિશ્વાસ છે કે એક સમય એવો આવશે કે જ્યારે મારા મૃત્યુ પછી ગાંધી સનાતની હતો એમ સૌ કબૂલ કરશે. કારણ ગોરક્ષા મને બહુ પ્રિય છે.

ઘણા વખત ઉપર 'હિન્દુત્વ' ઉપર મે 'યંગ ઇન્ડિયા'-મા લેખ લખ્યો હતો, તે મારો અતિશય વિચારપૂર્વક લખેલો લેખ છે તેમાં હિન્દુત્વનાં લક્ષણનો વિચાર કરતાં વેદાદિને માનવા, પુનર્જન્મમાં માનવું, ગીતાગાયત્રી આદિ માનવા, એ લક્ષણ ગણાવ્યા છતાં, સામાન્ય હિન્દુને માટે તો ગોરક્ષા વિષે પ્રીતિ એ જ લક્ષણ મે ઠરાવેલું. કોઈ પૂછશે કે ૧૦૦૦૦ વર્ષ ઉપર હિંદુઓ શું કરતા હતા? મોટા વિદ્વાનો અને પંડિતો બતાવે છે કે વેદાદિ ગ્રથોમાં ગોમેધની વાત છે. છટ્ઠા ધોરણમાં ભણતા સંસ્કૃત પાઠમાળામાં 'पूर्वे ब्राह्मणाः गवां मासं भक्षयामासुः' એ વાક્ય વાંચેલુ, અને મે મનને પૂછ્યું, 'આ સાચું હશે?' એવાં વાક્યો છતા હુ માનતો આવ્યો છુ કે વેદમાં એવી વાત લખી હોય તો તેનો અર્થ કદાચ આપણે કરીએ છીએ એ ન થતો હોય બીજો પણ સંભવ છે. મારા અર્થ પ્રમાણે અથવા મારા આત્માની પ્રતીતિ પ્રમાણે,—અને મને પાડિત્ય કે શાસ્ત્રીય જ્ઞાન આધારરૂપ નથી, પણ આત્માની પ્રતીતિ જ આધારરૂપ છે.—ઉપર ટાંકેલાં વચનો જેવા વચનોનો બીજો અર્થ ન હોય, તો એવું હોવું જોઈએ કે તે જ બ્રાહ્મણો ગોભક્ષણ કરતા હતા કે

જેઓ ગાયને મારીને પાછા ગાયને સરજી શકતા હતા. પણ આવા વાદવિવાદની સાથે હિંદુ જનતાને કશો સબંધ નથી. મે વેદાદિનો અભ્યાસ નથી કર્યો, ઘણા સંસ્કૃત ગ્રંથો હું અનુવાદથી જ જાણું છું. એટલે મારા જેવો પ્રાકૃત માણસ આવા વિષયમાં શુ વાત કરે? પણ મને આત્મવિશ્વાસ છે, અને તેથી મારા અનુભવની વાત હું બધે કર્યા કરુ છું. ગોરક્ષાનો અર્થ શોધવા જઈશું તો કદાચ ક્યાયે આપણને એક જ અર્થ નહિ મળે, કારણ આપણા ધર્મમા કલમા જેવું સર્વમાન્ય અને એક જ એવું કઈ નથી, અને પેગંબરે નથી. આથી કદાચ આપણો ધર્મ સમજવામાં મુશ્કેલી આવતી હોય, છતા તેમાં સહેલાઈ પણ થાય છે. કારણ, અનેક વસ્તુ હિન્દુ જનતામા સ્વાભાવિક રીતે જ પ્રવેશ કરી ગયેલી છે. બાળક પણ સમજે છે કે, ગાયની રક્ષા કરવી જોઈએ, ગોરક્ષા ન કરીએ ત્યાં સુધી આપણે હિન્દુ શેના?

પણ ગોરક્ષા કરવાની હાલની રીત મને પસદ નથી. આપણી ગોરક્ષાની રીત જોઈને એકાતમાં મારું હૃદય રડે છે. રડે એ મને પસંદ નથી. કોઈ રુદન કરે તો મને દુ ખ થાય છે, કારણ આપણે ભારે બલિદાન કરવાં છે, અને ભારે બલિદાન કરનારા રડીને શું કરે? છતાં મારું હૃદય ગોરક્ષાના અનર્થથી રડે છે. કેટલાક વર્ષ ઉપર 'હિન્દ સ્વરાજ'માં મેં લખેલું કે, આપણી ગોરક્ષક મંડળીઓ ગોભક્ષક મંડળીઓ કહી શકાય ત્યાર પછી ૧૯૧૫માં હું હિન્દુસ્તાન આવ્યો ત્યારથી તે આજ સુધી મારો એ મત વધારે દૃઢ થતો ગયો છે. આવા મારા વિચાર હોવાથી મને એમ થયુ કે, ગોરક્ષા પરિષદનો સભાપતિ હુ શુ થઇશ,

અને લોકોને મારા વિચાર શી રીતે સમજાવીશ? પણ ગંગાધરરાવે મને તાર કરેલો કે, તમારે તમારી શરતે સભાપતિ થવાનુ છે. ભાઈ ચિકોડી તમારા વિચાર જાણે છે, અને તેમાં ઘણે અંશે સંમત છે એટલે મે આવવુ કબૂલ કર્યું. આટલુ તો મે પ્રાસ્તાવિક કહ્યું.

ચંપારણમાં એક સ્થાને ગોરક્ષા વિષે મારા વિચાર સંભળાવતાં મેં કહ્યુ હતુ કે, જેને ગોરક્ષા કરવી હોય તે એ વાત ભૂલી જાય કે ગોરક્ષા મુસલમાનોની પાસે કે ખ્રિસ્તીઓની પાસે આપણે કરાવવી છે. આપણે આજે એવુ સમજતા લાગીએ છીએ કે, બીજા ધર્મના લોકો ગોમાસ છોડે અથવા ગોવધ છોડે તેમાં જ ગોરક્ષાની સમાપ્તિ થાય છે. મને આ વાતમાં કશો અર્થ લાગતો નથી.

પણ એમ કહુ છુ તેથી એવું ન સમજશો કે કોઈ ગોવધ કરે ત મને પસંદ છે, અથવા ગોવધ હુ સહન કરી શકુ છુ. ગોવધથી કોઈના આત્માને મારા કરતાં વધારે દુ:ખ થાય છે એવો દાવો હુ કબૂલ ન કરું. મને નથી લાગતુ કે બીજા કે કોઈ પણ હિંદુને ગોવધથી મારા કરતાં વધારે સખત આઘાત પહોચતો હોય. પણ હુ શું કરું? મારા ધર્મનુ પાલન હુ કરું કે બીજા પાસે કરાવું? હુ બીજાને બ્રહ્મચર્યનો ઉપદેશ દઉ અને પોતે વ્યભિચાર કરતો હોઉં તો મારા ઉપદેશનો શો અર્થ થાય? હુ ગોમાંસભક્ષણ કરું અને મુસલમાનને અટકાવું તે કેમ બને? પણ હુ ગોવધ ન કરતો હોઉં તોયે મુસલમાનને ગોવધ કરતાં પરાણે અટકાવવાનો મારો ધર્મ નથી. મુસલમાનોને જબરદસ્તીથી ગોવધ કરતા અટકાવવા એ તેમને જબરદસ્તીથી હિંદુ બનાવવા જેવું છે. હિંદુ-

સ્તાનમાં હિંદુ રાજ્ય હોય તોપણ ગોવધને અધર્મ ન માનનારાને ગોવધને માટે દંડ ન જ ઠરાવવામાં આવવો જોઈએ.

ગોરક્ષા મારે મન કોઈ પરિમિત ચીજ નથી. હું ગોરક્ષાની પ્રતિજ્ઞા કરું છુ તેનો અર્થ એ નથી કે હિંદુસ્તાનની જ ગાયોને બચાવું હુ તો જગતમાત્રમાં ગાયની રક્ષા કરવાની નેમ રાખું. મારો ધર્મ એ શીખવે છે કે, મારે મારા આચારથી બતાવી દેવુ કે ગોવધ કે ગોભક્ષણ કરવુ એ પાપ છે અને તે છોડવું જોઈએ. આખી પૃથ્વીના લોકો ગાયની રક્ષા કરતા થઈ જાય એટલો મોટો મારો મનોરથ છે. પણ તે માટે મારે પ્રથમ તો મારું ઘર સારી રીતે સાફ કરવું જોઈએ.

બીજા પ્રાંતોની વાત જવા દઉ ગુજરાતની જ વાત કરુ તો કહું કે ગુજરાતમાં પણ હિંદુને હાથે ગોવધ થાય છે તમે કદાચ નહિ માનો. પણ તમને ખબર ન હોય કે ગુજરાતમા બળદને ગાડીમાં જોડી, ગાડામાં સારી પેઠે ભાર ભરી, બળદને આર વતી ભોંકવામાં આવે છે, અને તેથી લોહીની ધાર ચાલે છે. તમે કહેશો કે એ ગોવધ ન કહેવાય, પણ બળદ-વધ કહેવાય. હું તો એને ગોવધ જ કહું કેમકે બળદ ગાયની પ્રજા છે. વળી કદાચ તમે કહેશો કે તાડન વધ ન કહેવાય. પણ હિંસાની વ્યાખ્યા બીજાને દુઃખ આપવું, રિબાવવું એ થાય છે જો બળદને વાચા હોય તો તે જરૂર કહે કે, મને આર ભોંકી ભોંકી રોજ રિબાવો છો તેના કરતાં તો એક વાર છરી ચલાવી મને કતલ કરો એ હું વધારે પસંદ કરું. તેથી આવી રીતે બળદની

ઉપર જુલમ કરવો એને હું ગાયની હિંસા સમજુ. એક સિંધી મને કલકત્તામાં મળ્યો હતો, તે મને ત્યા હમેશાં ગાયની ઉપર જે હિંસા થાય છે તેની વાતો કરતો. એક વાર તેણે મને ગવળીના મકાન ઉપર જઈને ફૂંકી ફૂંકીને દૂધ કાઢવાની ક્રિયા જોવાનુ કહ્યું. એ ખૂની દશ્ય મેં જાતે જોયુ એ આજે પણ ચાલે છે એની મને ખાતરી છે. એ કરનારા હિંદુ છે. દુનિયામાં બીજે કોઈ પણ સ્થાને ગાયબળદ આપણે ત્યા જેવા બેહાલ છે તેવાં બેહાલ નહિ હોય. આપણા બળદો ઉપર હાડ અને ચામ સિવાય બીજું કશુ નથી હોતુ. છતા આપણે તેમની પાસે અપાર બોજા ઉઠાવરાવીએ છીએ. જ્યાં સુધી આ ચાલી રહ્યું છે ત્યાં સુધી ગોવધ બધ કરાવવાની માગણી આપણે કોઈની પાસે ન કરી શકીએ.

ભાગવતમાં ભારતવર્ષનો કેમ નાશ થયો તે વાંચીએ છીએ તેમા અનેક કારણોમાં આપણે ગોરક્ષા છોડી એ કારણ પણ આપવામાં આવ્યુછે. ગોરક્ષા કરવાની અશક્તિનો હિન્દુસ્તાનની ગરીબાઈની સાથે નિકટ સબંધ છે. તમે અને હુ જ શહેરમા રહેવાવાળા છીએ, તેમને ગરીબોની સ્થિતિનો ખ્યાલ ન હોઈ શકે. કરોડોને એક ટંક પૂરું ખાવા નથી મળતું, કરોડો સડેલા ચાવલ, અથવા આટો મરચા અને મીઠુ ખાઈને ગુજારો કરે છે. આવા માણસો ગાયની શી રીતે રક્ષા કરે? હિન્દુસ્તાનમા અનેક પાજરાપોળો જૈનોના હાથમા છે આ પાજરાપોળોમા બિમાર જાનવરોને રાખવામા આવે છે. ત્યાં વ્યવસ્થા કે સગવડ જેવા જોઈએ તેવાં નથી હોતાં. આપણી પાસે પાંજરાપોળો જ નહિ પણ સુંદર ડેરીઓ હોવી જોઈએ. મોટાં મોટાં શહેરોમા સ્વચ્છ

દૂધ બાળકોને માટે પણ નથી મળી શકતુ. ગરીબ મજૂરોની સ્ત્રીઓ બાળકોને દૂધને બદલે આટો અને પાણી પાય છે. ૨૩ કરોડ હિંદુઓની વસ્તીના હિંદુસ્તાનમા સ્વચ્છ દૂધ ન મળે એનો અર્થ એટલો તો ખરો જ કે આપણે ગોરક્ષાનો ત્યાગ કર્યો છે

જો ગોરક્ષા વિષે મારી પાસે પાઠ લેવો હોય તો મારો પહેલો પાઠ એ છે કે, મુસલમાનોને અને ઇસાઈઓને ભૂલી જાઓ અને પોતાનો ધર્મ પાળો. ભાઈ શૌકતઅલીને હું સાફ કહેતો આવ્યો છુ કે, ખિલાફતની ગાય હું બચાવું તો જ મારી ગાય બચશે. મેં મુસલમાનોના હાથમાં મારી ગરદન કેમ મૂકી છે? ગાયનુ રક્ષણ કરાવવા માટે. મુસલમાનોની પાસે હું ગાયને બચાવવા માગુ છુ એનો અર્થ એ કે, મુસલમાનોના હૃદય ઉપર અસર કરીને હુ તેનુ રક્ષણ કરવા માગું છું. હિન્દુ ભાઈઓને ખાતર ગોવધ ન કરવો એટલી સમજ તેમનામાં ન આવે ત્યા સુધી હુ ધૈર્ય રાખીશ. મારાં કૃત્યથી, મારી પોતાની ગોરક્ષા અને ગોભક્તિથી, હું તેમનાં હૃદય પલટાવી શકીશ.

મારે મન ગોવધ અને મનુષ્યવધ બને એક જ વસ્તુ છે એ બંને અટકાવવા માટે ઉપાય એ જ છે કે, આપણે અહિંસા કેળવીએ, મારનારને મહોબતથી અપનાવી લઈએ. પ્રેમની પરીક્ષા તપશ્ચર્યામા છે, તપશ્ચર્યા એટલે દુ.ખ સહન કરવું. હુ મુસલમાનોને માટે જેટલે અશે દુઃખ સહન થાય તેટલે અંશે દુ.ખ સહન કરવા તૈયાર થયો તેનુ કારણ, સ્વરાજ મળે એ નાની વાત તો હતુ જ, પણ ગાયને બચાવવાની મોટી વાત પણ તેમાં હતી.

કુરાનેશરીફમાં, મારા સમજવા પ્રમાણે, કોઈ પણ પ્રાણીનો નાહક પ્રાણ લેવો એ પાપ છે એમ લખેલુ છે. મુસલમાનોને એવું સમજાવવાની શક્તિ હુ કેળવવા ઇચ્છુ છું કે, હિન્દુસ્તાનમાં હિંદુઓની સાથે રહીને ગોવધ કરવો એ હિંદુનું ખૂન કરવા બરાબર છે; કારણ કે ખુદાએ નિર્દોષ પડોશીનુ ખૂન કરનારને માટે જન્નત નથી એમ ઠગવ્યુ છે, એવું કુરાન કહે છે. એટલે હુ આજે મુસલમાનોને સાથ દઉં છું, તેમને દુઃખ ન થાય એવું વર્તન કરું છુ, તેમની ખુશામત કરું છું, તે તે વાટે તેમની ધર્મવૃત્તિ જાગૃત કરવા ખાતર, તેમની સાથે વાણિયાપણું કે સોદો કરવા માટે નહિ. મારા કર્તવ્યપાલનના ફળ વિષે મુસલમાનો સાથે વાત નથી કરતો, તે વિષે તો ઈશ્વર સાથે જ વાત કરું છુ. મારા ગીતાપાઠમાંથી હું સમજું છું કે ઉત્તમ કાર્યનું દુષ્પરિણામ કદી હોય જ નહિ. એથી મેં નિશ્ચય કર્યો છે કે, મુસલમાનની સાથે વાયદો કર્યા વિના હું તેમને સાથ દઉં એ મારું કર્તવ્ય છે.

તેવી જ રીતે અંગ્રેજોના સંબંધમા. આજે તેમને માટે જેટલી ગાય કપાય છે તેટલી મુસલમાનો માટે નથી કપાતી. પણ હુ તો તેમનુ પણ હૃદય જ હલાવવા માગું છું. અને તે તેમને એમ સમજાવીને કે, પશ્ચિમની સભ્યતા જેટલે અંશે વિરોધી હોય તેટલે અંશે તે ભૂલી, તેઓ અહીં રહે ત્યાં સુધી, અહીંની સભ્યતા શીખી લે. આપણે આપણા સ્વાર્થ પૂરતી પણ અહિંસા શીખશુ, અહિંસાનું પાલન કરશુ તો ગોરક્ષા થઈ શકશે, અંગ્રેજો મિત્ર થશે. અંગ્રેજો અને મુસલમાનો બન્નેને, મરીને, એટલે પોતાની કુરબાનીથી, હૃ

ખરીદવા માગું છું. અંગ્રેજ અમલદારોમાં આજે ભારે ઘમંડ છે, એટલે મુસલમાનોની પાસે જેમ હું દીન બનું છું તેમ તેમની પાસે નથી બનતો. મુસલમાનો તો હિંદુઓની જેમ ગુલામ છે, એટલે તેમની સાથે સખાભાવે વાત કરું છું. અંગ્રેજો મારો એવો સખાભાવ ન સમજી શકે ને મને લાચાર જાણી મારો તિરસ્કાર કરે. તેઓ મારી મદદ ઇચ્છતા નથી. તેઓ તો મુરબ્બી થવા માગે છે. તેથી હું તેમના પ્રત્યે શાંત રહું છું. દાન પાત્રને જ હોય, જ્ઞાન જિજ્ઞાસુને જ હોય એ નિયમ છે. અંગ્રેજ અમલદારને એટલુ જ કહું કે, તમારું મુરબ્બીપણુ મારે ન જોઈએ. તેથી તમારી સાથે કેવળ પ્રેમમય અસહકાર કરુ છુ. ચૌરીચૌરા વખતે, મુંબઈનાં તોફાનો વખતે, અમદાવાદ વિરમગામનાં તોફાન વખતે સત્યાગ્રહ બંધ કર્યો તેનું કારણ એ જ કે, તેમ કરીને હું કતલ કરીને નહિ, પણ અંગ્રેજોને બચાવીને એટલે પ્રેમમય વર્તનથી સ્વરાજ લેવા માગું છું, એમ હું સિદ્ધ કરું. આજે અહીંથી અંગ્રેજોને અને મુસલમાનોને મારીને કે હઠાવીને ગાય બચાવું તેથી મને શો સંતોષ થાય? મને તો સંતોષ ત્યારે જ થાય કે આખી દુનિયામાં સૌ ગાયને બચાવતા થાય. અને તે તો શુદ્ધ અહિંસાના પાલનથી જ થાય.

હવે ગોરક્ષાનો મારો અર્થ સમજાયો હશે. ગોરક્ષાનો સ્થૂલ અર્થ આપણે સ્થૂલ ગાયનું રક્ષણ કરવું. ગોરક્ષાનો સૂક્ષ્મ આધ્યાત્મિક અર્થ એ કે પ્રાણીમાત્રની રક્ષા કરવી. આજે આપણે અહિંસાનીતિનાં પરિણામ અને શક્તિ જાણતા નથી. મુસલમાનો, ખ્રિસ્તીઓ, અને હિંદુઓ જાણતા નથી કે તેમનાં ધર્મપુસ્તકો અહિંસાથી ભરેલા છે. આપણા

ઋષિઓએ મંત્રોનો અર્થ કરવા માટે ભારે તપશ્ચર્યા કરેલી. ગાયત્રીનો અર્થ આજે સનાતની કરે છે તે સાચો છે કે આર્યસમાજી કરે છે તે સાચો છે એ કોણ કહી શકે? મારો તો દૃઢ વિશ્વાસ છે કે ઈશ્વરે મોકલેલી કોઈ પણ વહીનો અર્થ—કોઈ પણ સૂત્રોનો અર્થ—આપણે જેમ જેમ સત્ય અને અહિંસાના પ્રયોગમાં વધતા જઈએ તેમ તેમ વધારે ખૂલતો જાય છે. ઋષિઓ કહી ગયા છે કે, ગોરક્ષા એ હિંદુનું પરમ કર્તવ્ય છે, કારણ તેથી મોક્ષ મળે છે. હું નથી માનતો કે, કેવળ સ્થૂલ ગાયની રક્ષા કીધેથી જ મોક્ષ મળી જાય, કારણ મોક્ષ મેળવવા માટે તો રાગદ્વેષ છોડવાની જરૂર છે. એટલે ગોરક્ષાનો અર્થ આપણે સામાન્ય રીતે કરીએ છીએ તેથી વિશાળ હોવો જોઈએ. જો ગોરક્ષાથી મુક્તિ મળતી હોય તો ગોરક્ષા એટલે કેવળ ગાયની જ નહિ પણ પ્રાણીમાત્રની રક્ષા હોવી જોઈએ એટલે, ગમે તેની હિંસા—કટુવાક્યથી સ્ત્રી, ભાઈભાંડુ ગમે તેને દુઃખ લગાડવું, ગમે તે પ્રાણીને દુઃખ આપવું —એ ગોરક્ષાધર્મનું ઉલ્લંઘન છે, એ ગોભક્ષણ છે. હિંદુધર્મમાં ગાયની રક્ષાનો ઉપદેશ છે એટલે શું ગાયને ન મારવી અને બકરીને મારવી? અથવા ગાયને બચાવવા મુસલમાનને મારવા? ગાયનો સંકુચિત અર્થ કરવાથી આવા ઘણાયે અનર્થ થવા સંભવ છે. ગોરક્ષા કરનાર ઘણા હિંદુ બીજાં પ્રાણીઓના માંસનું ભક્ષણ કરે છે. તેઓ ગોરક્ષા કરવાનો દાવો ન કરી શકે એવી મારી અલ્પ મતિ છે.

લાલા ધનપતરાય કરીને એક ઘેલો સરખો માણસ મને લાહોરમાં મળવા આવ્યો હતો. તેણે મને કહ્યું કે, તું

ગોરક્ષા ચાહતો હોય તો હિંદુઓ જે પાપ કરી રહ્યા છે તેમાંથી તેમને બચાવ. તેણે કહ્યું, કોઈ હિંદુઓ ગાય ન વેચે તો કોણ કતલ કરે? ઇસાઈને ગાય જ ન આપો તો તે ગાય ક્યાંથી લાવે? આની અંદર આર્થિક પ્રશ્ન રહેલો છે. આપણી ગોચરની જમીન સરકારે લઈ લીધી, એટલે ગાય દૂઝણી મટી ગઈ કે તુરત હિંદુઓ તેને વેચી મારે છે. આનો ઉપાય ધનપતરાયે મને સૂચવ્યો. તેણે કહ્યુ કે એવી ગાયને વેચવાની જરૂર નથી. ગાયનો બળદની જેમ ઉપયોગ શા સારુ ન કરીએ? આપણા ધર્મમા એવું નથી કે ગાયનો ભારવાહી જાનવર તરીકે ઉપયોગ ન થાય. આપણે આપણી માતાઓ ઉપર જેટલો બોજો રાખીએ છીએ તેટલો તેમના ઉપર પણ નાખીએ. ગાયને ખોરાક ખવડાવી, તેનુ પ્રાતઃકાળમાં પૂજન કરી, થોડું કામ તેમની પાસે લઈ લઈએ તો શુ ખોટું? એમ એ માણસે મને પૂછ્યુ તેની પાસે પુષ્કળ ગાયો છે તે તે ગાયોને જાડી, રાતીમાતી કરીને તેને ગાડે જોડે છે ને હળે જોડે છે તે પાછી ફળે છે અને ગોપ્રજા વધે છે. આ મેં નજરે જોયુ નથી, પણ ધનપતરાયે કહેલી વાત છે. અને એને ન માનવાનુ મને કશું કારણ નથી. એ વિચારવા યોગ્ય છે એમ માનું છુ. આવી રીતે પણ જે કોઈ ગાયની રક્ષા કરતો હોય તેની નિંદા ન થવી જોઈએ

આ પરિષદમાં મારે કેટલાક ઠરાવો સૂચવવાની ઇચ્છા હતી, પણ હવે ઠરાવનો વખત નથી. અને આજે મેં જે વાતો કરી તેમાંની તમે કેટલીક સમજ્યા પણ ન હો છતાં તમે ઠરાવોને વિષે 'હા' ભણો તો તેમા મારું અને તમારું

કલ્યાણ શી રીતે થાય ? માટે મારી સલાહ એ છે કે મારું આ વ્યાખ્યાન સાંભળીને તમે એક કમિટી બનાવો; તેમાં થોડા સાધુચરિત, ગોરક્ષાભક્ત હિંદુઓ મૂકો અને તેઓ સભાનું બંધારણ રચી મે જે વાતો રજૂ કરી છે તેમાથી સ્વીકારવી હોય તેટલી સ્વીકારી સભાને કાયમનું સ્વરૂપ આપવા માટે આવતી પરિષદ આગળ સભાનું બંધારણ રજૂ કરે.

તા. ૨૫–૧–'૨૫

## ૫

# અખિલ ભારતીય ગોરક્ષામંડળ

વાચનારને યાદ હશે કે બેલગામમાં ગયા ડિસેમ્બરમાં જે ઘણી પરિષદો થઈ હતી તેમાં ગોરક્ષા પરિષદ પણ હતી. અનિચ્છાએ અને પ્રેમને વશ થઈ હું તેનો પણ સભાપતિ બન્યો હતો. ગોરક્ષા એ આ યુગમાં તો હિંદુધર્મનું એક મહાન આવશ્યક કાર્ય છે એવી મારી માન્યતા છે. મારી રીત પ્રમાણે તે કામ હું વર્ષો થયાં કરતો આવ્યો છું એવી મારી નમ્ર માન્યતા છે. મુસલમાનોની જે મૈત્રી હું ઇરાદાપૂર્વક કેળવું છું તેમાં ગોરક્ષા એક સબળ કારણ છે એ વાત આખું હિંદુસ્તાન જાણે છે. પણ મુસલમાનો પાસે ગાય બચાવડાવવી એને હું ગોરક્ષાનું મોટામાં મોટું અંગ નથી સમજતો. તેનું મોટામાં મોટું અંગ તો હિંદુઓ પાસે ગાયની રક્ષા કરાવવી એ છે. ગોરક્ષાની મારી વ્યાખ્યામાં ગાયની કે બળદની ઉપર ગુજરતા ઘાતકીપણામાંથી ગાય-બળદને બચાવવાં એનો સમાવેશ થાય છે.

પણ આ મહાન રક્ષાના કાર્યમા મેં આજ લગી સીધો ભાગ થોડો જ લીધો છે. તેવો ભાગ લેવાની યોગ્યતા મેળવવાને સારુ મેં તપશ્ચર્યા કરી છે, પણ મે યોગ્યતા મેળવી નથી તેથી સભાપતિ થવામાં મને સંકોચ રહેતો

હતો; છતા સભાપતિ બન્યો. પરિષદમાં એક ઠરાવ એ હતો કે એક સ્થાયી મંડળની સ્થાપના કરવી. મારે એ કાર્યમાં પણ ભાગ તો લેવો જ રહ્યો. તેથી દિલ્લીમાં ગયા જાન્યુઆરીના છેલ્લા અઠવાડિયામા પરિષદે નીમેલી સમિતિની સભા મળી. તે સભામાં અખિલ ભારતવર્ષીય ગોરક્ષામંડળની સ્થાપના કરવાનો નિશ્ચય થયો ને તેને સારુ બંધારણ ઘડાયુ, જે સમિતિએ પાસ કર્યું. આ મંડળ આટલે લગી પહોંચ્યું તેનું મુખ્ય કારણ વાઈના પ્રખ્યાત ગોસેવક ચોંડે મહારાજ છે. તેમની ઇચ્છાથી ને તેમના સાહસથી હું દોરાઈ રહ્યો છું તે સમિતિમાં દાદાસાહેબ કરંદીકર, લાલા લજપતરાય, બાબુ ભગવાનદાસ, શ્રી. કેળકર, ડાક્તર મુંજે, સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી આદિ સભ્યો છે. પણ ભારતભૂષણ માલવીજી વિના આવા મંડળની હસ્તી હું અસંભવિત માનુ તેથી મેં સૂચના કરી કે આ મંડળને જાહેરમાં મૂકતા પહેલાં તેમની સમતિની આવશ્યકતા છે. સહુએ આ વાત માન્ય રાખી. તેથી તેમને મંજૂર બંધારણ બતાવવાનુ કાર્ય મારે માથે આવ્યુ. તેમને એ બંધારણ બતાવ્યુ તેમણે પોતાની પસંદગી જાહેર કરી.

છતાં બંધારણ પ્રગટ કરતાં હું સંકોચાયો છુ, કેમકે હજુ સુધી સભાપતિત્વ મારે હસ્તક છે અને મૂળ સંસ્થાપકોની ઇચ્છા ને વસ્તુ મારે હસ્તક રાખવાની છે મારી યોગ્યતા વિષે મને શંકા રહ્યાં કરે છે, આ મહાન કાર્યમા આગેવાન ગણાતા હિંદુઓની સંમતિ ન હોય ત્યાં લગી તે શોભતી પ્રગતિ ન કરી શકે એમ મને લાગે છે. મારા અસ્પૃશ્યતા વિષેના દૃઢ વિચારોને લીધે મારું સભાપતિત્વ

હાનિકારક તો ન નીવડે, એવો પણ ભય મનમાં રહ્યા જ કરે છે. કરી મેં તો મારી ભીતિ ચૌડે ખુવા આગળ મૂકી. તેઓની માન્યતા છે કે, અસ્પૃશ્યતાના મારા વિચારોની સાથે આ કાર્યને કશો સંબંધ નથી; અને કદાચ છે એમ માની કોઈ દૂર રહે તોયે તે જોખમ ખેડીને પણ આ કાર્ય આગળ ચલાવવું એ ધર્મ છે

ધર્મ છે કે નહિ એ હું નથી જાણતો. પણ સમિતિએ પસાર કરેલું બધારણ પ્રજા સમક્ષ મૂકું છું. તા. ૨૬ મીએ હુ મુબઈ પહોંચવાની ઉમેદ રાખું છુ ત્યારે બધારણ પસાર કરવાને સારુ મુંબઈમા જાહેર સભા બોલાવવાની તારીખ મુકરર કરવાની રહી છે. તે મુકરર થયે સભા પણ બોલાવાશે.*

દ્રૌપદીના સહાયક ! તુ મને સહાય દેજે. મુજ અનાથનો તુ બેલી થજે. ગોરક્ષા વિષે મને કેવો પ્રેમ છે તે તુ જ જાણે છે. જો એ પ્રેમ શુદ્ધ હોય તો તુ આ અયોગ્ય સેવકને યોગ્ય બનાવી લેજે. તારી નાખેલી ઘણી ઉપાધિઓ હુ વહોરી બેઠો છુ તેમાં તારે આ એક ઉમેરવી હોય તો ઉમેરજે. મારી શરમને તુ જ ઢાંકે તેમ છે.

વાંચનાર, મારુ દુઃખ તુ કદાચ નહિ સમજે. હુ આ વસ્તુ પ્રાતઃકાળમાં લખી રહ્યો છુ લખતાં મારી કલમ ધ્રૂજે છે. આખ ભીની છે. ગઈ કાલે હુ કન્યાકુમારીનાં દર્શન કરી આવેલો છું. હૃદયના ઊભરાતા વિચારો તારી પાસે મૂકવા સમય મળશે તો મૂકીશ જેમ એક બાળક બહુ ખાવા ઇચ્છે, પણ તે ખાવાની શક્તિ ન હોવાથી આંખમાંથી ચોધારાં આસુ પાડે, એવી જ કંઈક સ્થિતિ,

* એ સભાનુ ગાધીજીનું ભાષણ, જુઓ પા ૩૨

મારી છે. હું લોભી છું. હુ ધર્મનો વિજય જોવા ને દેખાડવા અધીરો બન્યો છુ. એને અંગે આવશ્યક જણાતાં કાર્યો કરવાની હોંશ રહ્યાં જ કરે છે. મને હિંદસ્વરાજ પણ તે જ અર્થે જોઈએ છે. ગોરક્ષા પણ તે જ અર્થે, રેંટિયો પણ તે જ અર્થે, હિંદુમુસલમાન ઐકય પણ તે જ અર્થે, અસ્પૃશ્યતાનિવારણ પણ તે જ અર્થે, મદ્યપાનનિષેધ પણ તે જ અર્થે. આમાથી કયુ કરું ને કયુ ત્યાગું ? આમ તોફાની સમુદ્રમા મારી અભિલાષાની નૈયા ડોલ્યાં કરે છે.

સમુદ્રમાં એક વેળા ભયાનક લાગતુ તોફાન ચાલતુ હતુ. બધા ઉતારુઓ બેબાકળા થયા હતા. સહુએ મહેતા નરસૈંયાના સ્વામીની સલાહ લીધી. મુસલમાનો અલ્લાહ પોકારવા લાગ્યા. હિંદુઓએ રામ, રામ, રામ, રામ, રામ શરૂ કર્યું. પારસી પણ પોતાના પાઠ ભણવા મંડચા સહુના ચહેરા ઉપર મેં ઉદાસીનતા જોઈ તોફાન શમ્યું ને સહુ રાજી થયા. રાજી થતાં વેત ઇશ્વરને પણ ભૂલી ગયા, ને કેમ જાણે કોઈ દહાડો તોફાન જ ન હોય એવા થઈ રહ્યા.

મારી સ્થિતિ વિચિત્ર છે. હુ તો સદાય તોફાનમાં પડ્યો છુ. એટલે સીતાપતિને ભૂલી નથી શકતો. પણ કોઈ વેળા મહા તોફાન અનુભવું છુ ત્યારે તો પેલા મારા સાથીઓ કરતા પણ વધુ અકળાઉં છુ ને 'પાહિ મામ્ પાહિ મામ્' પોકારું છુ.

આટલી પ્રસ્તાવના પછી ગોમાતાનું સ્મરણ કરી, ભગવાનનું ધ્યાન ધરી, આ બધારણ (જુઓ પરિશિષ્ટ) પ્રજાની આગળ રજૂ કરું છું.

તા. ૨૨-૩-'૨૫

## ૬

# મહાભારત કામ

[અ. ભા. ગોરક્ષા મંડળનું બંધારણ પસાર કરવા માધવબાગ, મુંબઈમાં ભરાયેલી સભા સમક્ષ તે રજૂ કરતાં ગાધીજી નીચે પ્રમાણે બોલ્યા હતા:

—પ્રકાશક]

મારી જિંદગીમાં મે ઘણાં કાર્યો હાથ ધર્યાં છે, પણ મને સ્મરણ છે ત્યાં લગી એવું એક પણ કાર્ય નથી કે જેને વિષે મને આજનુ કાર્ય ઉપાડતા જે ભય અને ધ્રુજારી ઊપજે છે તેટલા ભય અને ધ્રુજારી ઊપજ્યાં હોય હુ સામાન્ય રીતે જોખમો ખેડતાં ન ડરુ એવો માણસ ગણાઉ. ભયંકર લાગે એવા કામો પણ મેં મારી જિંદગીમાં ઘણાં ખેડેલાં છે. બચપણથી જ ગોરક્ષાના કાર્યમા હુ રસ લેતો આવેલો છુ, અને એ વિષયનો ૩૦ વર્ષ થયાં મેં એકાંતમા અભ્યાસ પણ કર્યો છે, એ વિષે છૂટુંછવાયુ મેં લખેલુ પણ છે છતાં ગોરક્ષાના કાર્યમાં ઝપલાવવાની મારી શક્તિ છે એમ મે માનેલું નથી, આજે પણ એમ માનુ છુ એમ નથી. એનો અર્થ એ નથી કે મને એ કાર્ય કરતાં નથી આવડતુ. એ કાર્ય કરતાં તો આવડે છે, પણ એ કેવળ બુદ્ધિના પ્રયોગથી નથી થતુ. એની પાછળ ઘણો સયમ અને તપશ્ચર્યા જોઈએ, અને મારાથી બની શકે તો એ કાર્ય કરવાની શક્તિ મેળવવા મારામાં જેટલી તપશ્ચર્યા અને સયમ છે તેથી વિશેપ હોય એમ ઇચ્છું.

પણ વાત એ છે કે મારું નસીબ જ એવું છે કે જે જે પ્રવૃત્તિ મેં મારી જિંદગીમાં ઉપાડી છે તે બધી મારા શોધવા ગયા વિના પોતાની મેળે મારા ખોળામાં આવીને પડેલી છે. હું અહીં વિલાયતથી આવ્યો ત્યારથી એ જ વસ્તુનો અનુભવ કરી રહ્યો છુ. બેલગામમાં ગોરક્ષા પરિષદના પ્રમુખ થવાનું મેં ધારેલું નહોતું. કેવળ ત્યાંના કાર્યકર્તા સજ્જનોના પ્રેમને વશ થઈને મેં તે સ્વીકારેલુ. પણ તે વેળા મારે સ્વપ્ને પણ નહોતુ કે સ્થાયી સસ્થા બનાવવાનુ મારે નસીબે આવશે. પણ ત્યાંના કાર્યકર્તાઓએ તો એ બધી વસ્તુની ગોઠવણ કરેલી હતી, એટલે એમાં મારે સહેજે હાથ ઘાલવો પડ્યો અને કાર્યવાહક સમિતિ નીમી......

આજે જે કામમાં તમારી સંમતિ અને સહાય માગું છુ તે મહાભારત કામ છે. સ્વરાજનુ કામ આના કરતાં સહેલું છે એમ હું અનેક વાર કહી ચૂક્યો છું, કારણ આ કાર્ય ધાર્મિક છે, અને ધાર્મિક ભૂલ થાય તો તેને હું મહા પાપ ગણું. સ્વરાજના કાર્યમાં મેં ભૂલો કરી, એ ભૂલો માટે પશ્ચાત્તાપ કર્યો, તેને સુધારી લીધી અને હુ ઊગરી ગયો. પણ આમાં કરેલી ભૂલો સુધારવી અઘરી છે ગોમાતાની સેવા જ એટલી વિકટ છે. ઢેડને દુઃખ હોય તો ઢેડ બોલી શકે, બ્રાહ્મણ અબ્રાહ્મણના ઝઘડામા અબ્રાહ્મણને દુ ખ હોય તો તે બોલી શકે, હિંદુમુસલમાન પણ બોલી શકે, અને એક બીજાનાં માથાં ફોડી લે. પણ ગોમાતા તો મૂંગી છે, બોલતી નથી, તેને અવાજ નથી. તેના ઉપર જેટલો બોજો લાદીએ તેટલો લે, તેને ઑસ્ટ્રેલિયા મોકલીએ તો ત્યાં ચાલી જાય; આપણા સ્વાર્થને સારુ તેની પ્રજાને આપણે

આરવાળા પરોણા ભોંકીએ તો તે પણ ખમે; તડકામાં ભાર ભરીને ચલાવીએ તો ચાલે. એ સેવા કરવી એ મહાભારત કામ છે પણ કાર્ય કેવળ કર્તવ્યબુદ્ધિથી મેં ઉપાડ્યું છે

પણ એમાં મારી શક્તિને મર્યાદા રહેલી છે. પહેલી તો વ્યાવહારિક મર્યાદા. મારાથી આ કામને માટે ઘેર ઘેર જઈને પૈસા ન ઉઘરાવી શકાય. મને પૈસા ઉઘરાવતાં આવડે છે, હિંદુસ્તાને, જ્યારે જ્યારે મે પૈસા માગ્યા ત્યારે, અતિશય ઉદારતાથી મારા હાથમા પૈસા મૂક્યા છે; પણ અત્યારે મારી પાસે સમય અને શક્તિ નથી કે હુ ઘેર ઘેર ફરી શકુ. એટલે દ્રવ્ય એકઠુ કરી, પ્રામાણિકપણે તેનો ઉપયોગ કરવાનો બોજો તમારો છે. આવા ધર્મના કાર્યમાં અસત્ય, પાખંડ દાખલ કરીશુ તો તે ભયંકર થઈ પડશે. આપણે ખોટું કરીશુ તો ગાય શીગડાં નથી ભોકવાની. અને આ જમાનામા ભવિષ્યમાં કાર્યનુ પરિણામ શું ભોગવવું પડશે, આવતા જન્મમાં શુ ભોગવવું પડશે તેની તો કોઈને દરકાર રહી નથી. એટલે દભ અને પાખંડને જેટલાં દૂર રાખી શકાય તેટલા દૂર રાખજો. એ બધુ કરવાનુ પણ તમારે છે. એ બધી મારી મર્યાદા છે.

ગોરક્ષાનો પૂરેપૂરો અર્થ મેં બેલગામના મારા ભાષણમા* જણાવ્યો હતો. ગાયની રક્ષા એટલે ગાય નામના પશુની જ રક્ષા નહિ, પણ જીવમાત્રની, પ્રાણીમાત્રની રક્ષા. પ્રાણીમાત્રમા મનુષ્ય તો આવી ગયાં જ. એટલે ગાયની રક્ષાને સારુ મુસલમાનને કે અંગ્રેજને મારવા એ અધર્મ થાય. હું અહી જે સ્થાન આગળ ઊભો રહીને બોલી રહ્યો

*જુઓ 'ગોરક્ષાનો અર્થ' એ લેખ, પાનું ૧૫ મું.

છું તેનુ મને ભાન છે. અને તે ભાન રાખીને હુ કહુ છું કે, હુ સનાતની હિંદુનો ધર્મ ધરાવવાનો દાવો કરુ છુ; અને એ ધર્મ મને શીખવે છે કે, ગાયને બચાવવા હુ અગ્રેજ કે મુસલમાનને નથી હણી શકતો. ગોરક્ષા એટલે પ્રાણીમાત્રની રક્ષા. પણ પામર માણસની શક્તિની બહાર છે કે તે પ્રાણી માત્રની રક્ષા કરવાને પહોંચી વળી શકે. એટલે આ બધારણમાં કેવળ સ્થૂળ ગાયની જ રક્ષાનો ઉદ્દેશ જણાવવામાં આવેલો છે. આપણે એટલુ કરીશુ તોપણ બહુ કરીશુ, અને એટલુ ઉકેલીશુ એટલે બીજુ ઘણુ કામ ઉકેલી શકાશે. 'યથા પિંડે તથા બ્રહ્માંડે' એ સત્ય વ્યવહારમાં અક્ષરેઅક્ષર સાચું છે. એક અગ્રેજ ઋષિએ કહ્યુ છે—અને અંગ્રેજોમા પણ ઋષિઓ હતા એમ હું માનુ છુ.—કે, મનુષ્ય, તુ પોતાને ઓળખ એટલે બસ છે. એટલે વિવેક, વિચાર અને બુદ્ધિ તથા હૃદયથી આપણે આપણુ કાર્ય કરીશુ તો તેમાં સફળતા છે. ગાયની રક્ષા કરવી એટલે તેને કસાઈના હાથમાથી બચાવવી એમ નહિ, પણ તેને આપણે પોતે જ હણી રહેલા છીએ તે કરતા અટકવુ. ગોરક્ષાની આખી કલ્પનાની અદર હિદુની પોતા પ્રત્યે અને ગાયની પ્રત્યે શી ફરજ છે તેનો જ વિચાર રહેલો છે.

આપણે ગોરક્ષાનુ અર્થશાસ્ત્ર સમજેલા હોત તો આજે જેટલી ગાયની હત્યા આપણે થવા દઈએ છીએ તેટલી ન થવા દેત. આ દેશમાં માણસ દીઠ ગાયનું પ્રમાણ એટલુ ઓછુ છે કે તેટલુ બીજે ક્યાયે નથી. આપણા હિન્દુસ્તાનમા ગાયનુ દૂધ જેટલું ઓછું નીકળે છે તેટલુ ઓછુ બીજે ક્યાય

નથી. આપણે ત્યાં ગાયનાં જેટલાં હાડકાપાંસળા ગણાય છે તેટલાં ભાગ્યે જ ગણાતાં હશે. આ ઉદ્‌ગારોમાં જરાયે અતિશયતા નથી રહેલી, એ વસ્તુસ્થિતિ છે. હું તમારાં હૈયાં ઉશ્કેરવા આ વાત નથી કરી રહ્યો. મને ખાતરી છે કે, જેટલો અત્યાચાર હિંદુઓની મારફત હિન્દુસ્તાનમાં ગાયની ઉપર થાય છે તેટલો બીજે ક્યાંય નથી થતો. એટલે, એની રક્ષા કરવાની જવાબદારી પણ હિંદુના ઉપર જ હોવી જોઈએ. હું ખિલાફતની લડતમાં દાખલ થયેલો તે મુસલમાનોની સેવા કરવા માટે, તેમનું પાદચુંબન કરવા માટે, કારણ તેમની મારફત મારે ગાયની પણ ખરી રક્ષા ચીવટથી કરવાની છે. આપણાં શહેરોમાં ગાયનું છેલ્લામાં છેલ્લું ટીપું નીકળે એવી રીતે તેના ઉપર દોહવાની ક્રિયા કરવામાં આવે છે; પરિણામે ત્રણ વર્ષમાં દૂઝણી ગાય દેતી બંધ થાય છે, અને પછી તે કસાઈને ત્યાં જાય છે. ચૌંડે મહારાજ જેવા કેટલાક ગોસેવકો આવી ગાયને બચાવે છે, પણ તે તો સમુદ્રનું પાણી કાચલીમાં ભરી તેને ઉલેચવાનો સંતોષ માન્યા બરોબર છે.

આ બધારણ તમે સમજી શકો તે માટે તમારી આગળ બે વસ્તુ મૂકવા માગું છું. પહેલી વાત તો એ કે, આપણે દૂધ પૂરું પાડવાના અને ચામડાં કેળવવાના ધંધા ઉપર પૂરેપૂરો અંકુશ મેળવવો જોઈએ. આ બહુ વ્યાવહારિક વાત તમને લાગશે. પણ વ્યવહાર જેમાં નથી તે ધર્મ નથી. જનક રાજાના જીવનમાંથી એ જ વસ્તુ શીખવાની મળે છે કે જે ધર્મને વ્યવહારમાં ન ઉતારી શકાય તે ધર્મ નહિ, કદાચ અધર્મ હોય. એટલે તમારી આગળ વ્યાવહારિક રીતે આ ધાર્મિક પ્રશ્ન મૂકી રહ્યો છું. દૂધ કાઢવાની પ્રથા આપણે

હાથમાં લેવી જોઈશે. એમાં કાયદો કરાવવાનું કામ નથી. ચોખ્ખામા ચોખ્ખું ઘી અને દૂધ આપવાનો આપણે ઠરાવ કરીએ એટલે બસ છે.

પણ મરે તે ઢોરોનુ આપણે શું કરીએ? આપણે તેના ચામડાને ઉતરાવીને તેનો ઉપયોગ કરીએ. તમને લાગશે કે, આ માણસ વિલાયત જઈ આવેલો છે એટલે આવી વાત કરે છે. પણ એમ નથી. મારી સૂચનામાં આપણા ચમારોનુ પણ રક્ષણ આવી જાય છે. આપણા ચમારો શું કરે છે? મૂએલાને એવી રીતે ચૂંથે છે કે એ આપણી આંખે જોયું ન જાય. એ વાત મને ચમારોએ જ કહેલી છે. અને એમ ચૂંથવામાં જ જિંદગી જાય, એટલે સ્વાભાવિક રીતે જ અમે તે ખાઈએ છીએ, એમ પણ તેમણે બચાવ કરેલો હતો. મેં તેમને એ ખાવાની ના કહી. કોઈએ કહ્યું, અમને પુરાણી ટેવ પડી તે ન છોડાય. કોઈ કહે, ચમારનો ધંધો છોડાવો તો એ છોડાય, નહિ તો નહિ છોડાય. કેટલાકે કહ્યું, છોડવાની કોશિશ કરશું, પણ અઘરી વાત છે. આ બધુ જોતા મને લાગે છે કે, ચમારખાનાનો ધંધો આપણે હાથમાં લેવો પડશે. હુ તો ગાયને એટલે અંશે પૂજનારો છું કે, મેં ગાયનુ દૂધ કાઢવામાં થતા બળાત્કારનું દક્ષિણ આફ્રિકામા જાણ્યુ ત્યારે ગાય અને ભેંસનું દૂધ લેવાનુ તજેલું. એવો હું જોડા વગેરે માટે મરેલાં ઢોરનાં ચામડાનો ઉપયોગ કરવો એ અધર્મ નથી એમ માનનારો છું. બાકી તો આપણામાં આજે જીવતી ગાયનુ ચામડું, ચરબી અને માંસ લેનારા પડેલા છે. એવા વૈષ્ણવો પડેલા છે કે જે 'બીફ ટી' (ગોમાંસની ચા) લે છે. તેમને પૂછુ છુ કે તમે લી બેગનું 'ગોમાંસ સત્ત્વ' કેમ લો છો? ત્યારે મને કહેવામાં

આવે છે કે વિશ્વામિત્રે પણ ગોમાંસ લીધું હતુ! વિશ્વામિત્રે ધર્મસંકટ માની ગોમાંસ હાથમા લીધેલું, પણ ખાધું નહોતુ. દાક્તરની સલાહની તેઓ વાતો કરે છે. ઑસ્ટ્રેલિયામાં આપણી ગાયો મોકલીને આવી વસ્તુઓ આપણે ખાતા થયા છીએ. એમાથી બચવું હોય તો ચામડું સંઘરતાં, કેળવતાં આપણે શીખવું જોઈશે. અહીંથી ગોમાંસ સુધ્ધાં આપણે બહારગામ મોકલીએ છીએ ગોમાંસને સૂકવીને બરમા મોકલીએ છીએ, કારણ બરમી ગાયને મારે નહિ, પણ ખાય ખરા! એટલે મારે ચમારખાનાવાળી વાત બધારણમાં મૂકવી પડી છે. આપણા ચમારો, જ્યા સુધી ચામડું સુધારવાની શાસ્ત્રપદ્ધતિ આપણે તેમને શીખવી નથી ત્યાં સુધી, મુડદાલ માંસ ખાતા જ રહેવાના.

આ સિવાય જે નિર્વિવાદ વાતો છે તેની ચર્ચા અહીં નથી કરતો. તાત્કાલિક કાર્ય આપણે સારી ડેરીઓ બનાવવાનુ છે. એમાં મને વૈષ્ણવ મહારાજો, રામાનુજાચાર્ય વગેરેની મદદ મળશે, એટલે મુસલમાનોની મદદ માગ ખીસામાં છે એમ સમજી લેજો.

તા. ૩–૫–'૨૫

૭

# ગોરક્ષાનો ધર્મ

જેમ જેમ હું ગોરક્ષાના પ્રશ્નનો અભ્યાસ કરું છું તેમ તેમ મને તેનું મહત્ત્વ સમજાય છે. હિંદુસ્તાનમાં ગોરક્ષાનો પ્રશ્ન દિવસે દિવસે ગંભીર થતો જશે, કેમકે તેમા આ દેશની આર્થિક સ્થિતિનો પ્રશ્ન છુપાયેલો છે. હું એમ માનુ છું કે ધર્મમાત્રમાં આર્થિક રાજકીય ઇત્યાદિ વિષયો રહેલા છે. જે ધર્મ શુદ્ધ અર્થનો વિરોધી છે તે ધર્મ નથી; જે ધર્મ શુદ્ધ રાજનીતિનો વિરોધી છે તે ધર્મ નથી. ધર્મરહિત અર્થ ત્યાજ્ય છે. ધર્મ વિનાની રાજ્યસત્તા રાક્ષસી છે. અર્થાદિથી નિરાળી એવી ધર્મ નામની વસ્તુ નથી વ્યક્તિ અથવા સમષ્ટિ ધર્મથી જીવે છે, અધર્મથી નાશ પામે છે સત્યને અવલબીને કરેલો અર્થસંગ્રહ એટલે વ્યાપાર પ્રજાને પોષે છે. સત્યાસત્યના વિચારરહિત થયેલો વ્યાપાર નાશ કરે છે જૂઠથી કૂડકપટથી થયેલો લાભ ક્ષણિક છે; તેથી અંતે હાનિ જ થઈ છે, એવું અનેક દૃષ્ટાંતોથી બતાવી શકાય તેમ છે

એટલે ગોરક્ષાનો ધર્મ તપાસતાં આપણે અર્થને વિચારવો જ પડશે. જો ગોરક્ષા શુદ્ધ અર્થની વિરોધી હોય તો તેનો ત્યાગ કર્યે જ છૂટકો છે. એટલુ જ નહિ પણ, એ સ્થિતિમાં આપણે રક્ષા કરવા ઇચ્છીશું છતાં રક્ષા અસંભવિત સિદ્ધ થશે.

ગોરક્ષામા છુપાયેલા અર્થલાભનો આપણે વિચાર જ નથી કર્યો, તેથી જે દેશના અસંખ્ય માણસો ગોરક્ષાને ધર્મ માને છે તે જ દેશમા ગાય અને તેનો વંશ ભૂખે મરે છે, તેના બધા હાડકાં ગણી શકાય એમ બહાર નીકળ્યા છે, ને કેવળ હિદુઓની બેદરકારીને લીધે તે કતલ થાય છે. ગોરક્ષામા હિદુસ્તાનની ખેતીની હસ્તીનો સમાવેશ થાય છે. જો હિંદુમાત્ર ગોરક્ષાનુ અર્થશાસ્ત્ર સમજી લે તો ગોહત્યા થતી અટકે. ધર્મને નામે થતી હત્યા કરતાં હિદુઓની કેવળ મૂર્ખાઈને લીધે થતી હત્યા સોગણી વધારે હશે. જ્યાં લગી હિંદુઓ પોતે ગાયની રક્ષા કરવાનુ શાસ્ત્ર નહિ સમજે ત્યાં લગી કરોડો રૂપિયા આપવા છતા ગાય બચવાની નથી.

ગુજરાતના વાણિયા, ભાટિયા અને મારવાડી ગોરક્ષાનુ કાર્ય કરવાનો પ્રયત્ન કરે છે તેઓ તે પાછળ અઢળક ધન ખરચે છે. તેમાંયે સૌથી વધારે સાહસ કરનાર મારવાડી છે. હિદુસ્તાનમાં વધારેમાં વધારે ગૌશાળાઓ ચલાવનાર મારવાડી વેપારીઓ છે તેઓ તેમા હોંશે લાખો રૂપિયા આપે છે, ને તેથી જ મેં કહ્યુ છે કે મારવાડી વિના ગોરક્ષાનો પ્રશ્ન ઉકેલી નહિ શકાય. મે ઘણી ગૌશાળાઓ જોઈ, પણ એક પણ ગૌશાળાને વિષે હું એમ નથી કહી શકતો કે તે આદર્શ ગૌશાળા છે.

આ વિચારો કલકત્તામા આવેલી લીલુઆની ગૌશાળા જોવાથી ઉદ્‌ભવેલા છે. આ ગૌશાળા પાછળ અઢી લાખ રૂપિયા દર વર્ષે ખર્ચાય છે, પણ તેનું વળતર નહિ જેવુ ગણી શકાય અઢી લાખ રૂપિયા જેને દર વર્ષે ભેટ મળે એ ગૌશાળાની મારફતે ઓછામાં ઓછાં ૧૦,૦૦૦ નવાં જાનવરો દર વર્ષે બચવાં જોઈએ. આ સસ્થામાં તો એટલાં જાનવરો પળાતાંયે નથી આમાં સંચાલકોનો દોષ નથી, તેઓનો દગો નથી. મને જે મંત્રી એ સસ્થા જોવા લઈ ગયા તે યથાશક્તિ સેવા કરી રહ્યા છે. પણ અહીં પદ્ધતિનો દોષ છે, આવી સંસ્થાઓ ચલાવવાના જ્ઞાનનો અભાવ છે તેથી તે સસ્થાઓનો સપૂર્ણ ઉપયોગ પ્રજાને મળતો નથી.

ધર્મના ખાતામાં વ્યવહારકુશળતાની આવશ્યકતા માનવામાં નથી આવતી. તે ખાતામાં સંચાલકો પોતે પૈસો ચોરે નહિ એટલે તે બરાબર ચાલ્યુ ગણાય છે. જેમા અઢી લાખ રૂપિયાની મૂડી દર વર્ષે ઉમેરાતી હોય એવા વેપારી ખાતામાં સારામાં સારા પગારદારોને રોકવામાં આવે; જ્યારે અહીં ઘરના રોજગારમાં ગૂંથાયેલા વેપારી સેવાભાવે પોતાનો થોડો સમય તેને આપે છે આપનારને ધન્યવાદ ઘટે છે, પણ તેથી ગોમાતાની રક્ષા થતી નથી. ગોમાતાની રક્ષાને સારુ કાર્યદક્ષ માણસોની પ્રત્યેક ક્ષણ તે કાર્યને સારુ મળવી જોઈએ. અને તે તો કેવળ જ્ઞાનવાન, તપસ્વી, ત્યાગી આપે અથવા કાર્યકુશળ ભોગી યોગ્ય પગાર લઈને આપે. ધર્માદા કરનાર વ્યવહારકુશળ ભલે ન હોય, પણ ધર્માદાના ખાતાં ચલાવનારમા તો વેપારીના કરતાંયે વધારે કુશળતા

ઉદ્યમ ઇત્યાદિ હોવા જોઈએ વેપારીને જે નિયમો લાગુ પડે છે તે બધા નીતિના નિયમો ધર્માદાખાતાને લાગુ પડવા જોઈએ ગૌશાળાઓ વેપાર અર્થે ચાલતી હોય તો તેમાં તેના શાસ્ત્રીય જ્ઞાનવાળા પુરુષો કામ કરતા હોય અને તેઓ નિત્ય નવા પ્રયોગો કરી વધારે ને વધારે ગાયો બચાવે; ગૌશાળામા ઢોરઉછેરના, દૂધની ચોખ્ખાઈના, દૂધના વધારાના અનેક પ્રયોગો કરે. અને ઢોરઉછેરનું જે જ્ઞાન ગૌશાળા મારફતે મળે તેવું બીજે ન મળે એ તો દેખીતુ છે. પણ ગૌશાળા ધર્માદાખાતું છે, એટલે તે ગમે તેમ ચાલી શકે છે, તેને વિષે કોઈ ફિકર કરતું નથી. વેદની પાઠશાળામાં વેદનુ જ્ઞાન ઓછામાં ઓછુ મળે તો જેમ તેની અવજ્ઞા થાય તેમ આજની ગૌશાળાઓનુ છે.

તા. ૬–૯–’૨૫

૮

# ગોરક્ષાની શરતો

મારા જીવનનાં આખરનાં વર્ષોમાં ગોરક્ષાના કાર્યનો બોજો મેં માથે લીધો એ વાતનું મને રહી રહીને દુઃખ થાય છે. પણ જ્યાં બોજા માગીને લીધેલા નથી હોતા, પણ ન પાછા વળાય એવી રીતે આવીને ઊભા રહ્યાથી માથે ચડાવી લીધેલા હોય છે, ત્યાં દુઃખ પણ શું માનવું? ગોરક્ષાની બાબતમાં મારું એવું જ થયું છે.

થોડા દિવસ ઉપર મારે ઘાટકોપરમાં ભાઈશ્રી નગીનદાસની બાહોશ વ્યવસ્થા હેઠળ ચાલી રહેલ જીવદયાખાતાની મુલાકાતે જવાનું થયું હતું. મુંબઈ શહેરમાં હાલ રેઢિયાળ-પણે ચાલતા અને અનેક રોગો ઉત્પન્ન કરતા, દુધાળાં ઢોરોના ખાનગી માલેકીના તબેલાઓ ભરવસ્તી વચ્ચે છે, જ્યાં ઢોરોને હરવાફરવાની પણ જગ્યા નથી હોતી અને જ્યાં સારામાં સારાં ઢોરો અકાલે કસાઈખાને જાય છે. આ

સ્થિતિમાં અંતે સંપૂર્ણ પલટો કરી નાંખવાના પ્રશંસનીય હેતુથી આ ખાતુ દુગ્ધાલયનો અખતરો કરી રહ્યુ છે.

પણ જોકે આ ખાતું સરસ રીતે ચાલી રહ્યુ છે, છતાં તેમા કેટલાક ધરમૂળના દોષો છે, જે તરફ મારે ખાતાનુ ધ્યાન ખેચવું પડયું. તેમ કરવા જતા અનાયાસે જ મારે ગોરક્ષાના કાર્યની કેટલીક શરતો દોરી બતાવવી પડી, જે અહી ફરી એક વાર ટાંકવી અસ્થાને નહિ ગણાય·

૧. આવી દરેક સસ્થા વસ્તીથી ખૂબ દૂર ખુલ્લામા હોવી જોઈએ, જ્યા ઘાસ થાય અને ઢોરોને ફરવા મળે એવી પુષ્કળ એટલે કે હજારો એકર જમીન હોય. જો બધી ગોશાળાઓ મારા હાથમાં હોય તો, ગાયોની આયાતના કામને સારુ ઉપયોગી હોય તેટલી રહેવા દઈ, બાકીની બધી ગોશાળાઓ સારી કિંમતે વેચી નાખુ, અને પડોશમાં ઉપર કહી તેવી ખુલ્લી જમીનો લઉં

૨. દરેક ગોશાળાને નમૂનેદાર દુગ્ધાલય અને નમૂનેદાર ચર્માલય બનાવી મૂકવી જોઈએ. એકેએક મૂએલા ઢોરને ફેંકી ન દેતાં રાખવું જોઈએ, અને તેના ઉપર બધી શાસ્ત્રીય ક્રિયાઓ કરીને તેનાં ચામડા, હાડકા, આંતરડાં ઇત્યાદિ બધી વસ્તુઓમાથી વધારેમાં વધારે ઉપયોગ મેળવવો જોઈએ. હું તો, કતલ કરવામાં આવતાં ઢોરોનાં ચામડાં અગર બીજી વસ્તુઓની સરખામણીમા, મૂએલા ઢોરોનાં ચામડાંને પવિત્ર અને ખસૂસ કરીને વાપરવા લાયક ગણુ કતલ કરવામાં આવેલાં ઢોરોનાં હાડચામડાંની બનેલી વસ્તુઓ માણસે, ઓછામા ઓછુ હિંદુએ તો, 'અગ્રાજ' જ ગણવી જોઈએ

૩. ઘણી ગોશાળાઓમાં છાણમૂતર ઇત્યાદિ ફેંકી દેવામા આવે છે. આવા બગાડને હું ચોખ્ખો ગુનો જ ગણું.

૪. દરેક ગોશાળાની વ્યવસ્થા આ વિષયનુ શાસ્ત્રીય જ્ઞાન ધરાવનારા માણસોની દેખરેખ હેઠળ અને સલાહથી ચાલવી જોઈએ.

૫. દરેક ગોશાળા સ્વાશ્રયી થવી જોઈએ; અને યોગ્ય વ્યવસ્થા રહે તો તેમ થાય જ. દાનદેણગીઓનો ઉપયોગ ગોશાળાઓને ખીલવવામાં થવો જોઈએ. આ સંસ્થાઓને કમાણી કરનારાં ખાતાં ન જ બનવા દેવા. પણ જે કંઈ કમાણી થાય તે બધી લૂલાંલંગડાં, ખોડા, ઘરડાં વગેરે ઢોરો ખરીદી લેવામા અને કતલખાને જતાં હોય તેવા બધા ઢોરો ખુલ્લા બજારમાં ખરીદી લેવામા ખરચી નાંખવી; એ કલ્પના ગોરક્ષાની યોજનાના મૂળમા રહેલી છે.

૬. હવે જો આપણી ગોશાળાઓ ભેંશો, બકરાં ઇત્યાદિને પાળવા લાગે તો ઉપલો હેતુ પાર પડવો અશકય થઈ પડે એમ છે. હું તો ઘણુંયે ઇચ્છુ કે સ્થિતિ જુદી હોય. પણ હુ જોઈ શકું છું ત્યાં સુધી તો, જ્યા લગી આખું હિંદુસ્તાન શાકાહારી નથી બન્યુ ત્યા લગી, બકરાંઘેટાંને કસાઈની છરીથી આપણે બચાવી શકીએ તેમ નથી અને ભેંશો તો, જો આપણે ભેશનુ દૂધ ખાવાનો ગળકો મેલી દઈએ અને ધર્મબુદ્ધિપૂર્વક તેનો ત્યાગ કરી ગાયના જ દૂધને પસંદ કરીએ તો સહેજે બચી જાય એવું છે.

પરતુ દુખની વાત છે કે, અત્યારે તો આપણામા ગાયનું દૂધ પડતુ મૂકી તેની જગ્યાએ ભેંસનુ દૂધ વાપરવાની

પ્રથા સર્વમાન્ય થઈ પડી છે. વૈદદાકતરો તો એકે અવાજે જાહેર કરે છે કે ગાયનું દૂધ ભેંશના દૂધ કરતાં ગુણમાં ચડિયાતું છે. અને દુગ્ધાલય-શાસ્ત્રીઓનું કહેવું છે કે ગાયનું દૂધ ઘટતી વ્યવસ્થા હેઠળ હાલના કરતાં ઘણું વધારે કસદાર બનાવી શકાય છે. હું માનું છું કે, ભેંશ તેમ જ ગાય બેઉને આપણાથી નહિ બચાવી શકાય; ભેંશ પાળવાનું મૂકી દઈશું તો જ ગાય બચી શકવાની છે ખેતીવાડીના કામમાં કશા મોટા પાયા પર પાડા ઉપયોગી નથી, અને ભેંશને વધુ આશ્રય આપવાનું છોડી દઈએ તોપણ અત્યારે તેનો વંશ જેટલો છે તેટલો સહેજે બચી જાય એમ છે. ભેંસો રાખવી—બલકે ગાયો રાખવી એ પણ—કંઈ ધર્મઋણ નથી. આપણે તો આપણા ઉપયોગને સારુ પાળીએ છીએ. પણ અત્યારે ભેંશને પાળવામાં ભેંશ તેમ જ ગાય બન્નેનો નિસાસો લેવાનો છે. દયાધર્મીઓએ જાણવું જોઈએ કે, હિંદુ ગોવાળો ધાવણા પાડાઓને નિષ્ઠુરપણે મારી નાખે છે, કારણ તેમને પાળવા ભારે પડે છે. ગાયને અને તેની ઓલાદને બચાવવા ખાતર—અને આજના સંજોગોમા એ જ શક્ય વાત છે.—હિંદુઓ ગાય અને તેની પેદાશની વસ્તુઓના વેપારમાં નફો જતો કરે, એ સિવાય બીજો કોઈ જ ઉપાય નથી. દયાધર્મી અર્થશાસ્ત્ર, એટલે કે જેમાં આવક અને ખરચ બન્ને સરભર થઈ રહેતા હોય, એવા અર્થશાસ્ત્રની જોડે ધર્મને મેળ ખાય તો જ તે ધર્મ સાચો ગણાય. આવુ અર્થશાસ્ત્ર ગાયને અને એકમાત્ર ગાયને જ અંગે ચલાવી શકાય, જેમાં કેટલાંક વર્ષો સુધી ધર્મપરાયણ હિંદુઓની દાનદ્દેણગીની રકમોની મદદ હશે

# ગોસેવા

આપણે ન ભૂલવું જોઈએ કે, ગોરક્ષાની આપણી આ પ્રવૃત્તિ એ આખી ગોમાંસભક્ષક દુનિયા સામે દયાધર્મની દિશામા આપણો એક મહાન પ્રયત્ન છે. તેથી, આખી દુનિયા મોટે ભાગે શાકાહારી ન બને ત્યાં સુધી તો, આપણી આ પ્રવૃત્તિને સારુ જે મર્યાદાઓ મેં ઉપર વર્ણવવા પ્રયાસ કર્યો છે, તેના કરતા બહુ વધારે આપણે કરી શકીએ એમ લાગતુ નથી. એટલુ કરી શકીએ તોપણ ભવિષ્યની પ્રજાને સારુ વધુ મોટા પ્રયત્નનો માર્ગ આપણે ખુલ્લો કરી આપીશુ. એ મર્યાદાઓને ન ગણકારવી એ તો ભેંશ અને બીજાં પશુઓની સાથે સાથે જ ગાયને પણ સદાને માટે કતલખાનાને સોંપવા બરાબર છે.

તા. ૩–૪–'૨૭

૯

# ગાય વિ૰ ભેંસ

એક કોંકણસ્થ ગોસેવક લખે છે

"ઘાટકોપર ગોશાળા વિષે ('ગોરક્ષાની શરતો' માં) આપે લખેલું કે આપણે ગોરક્ષણ સાથે ભેંસપાડાનું રક્ષણ ન ભેળવીએ. પાડાનો ખેતીમાં ઉપયોગ નથી એ જ આ સૂચનાનો હેતુ હશે એમ ધારું છું.

પણ કોંકણમા પાડા પણ ઠીક કામ આપે છે: મ્યુનિસિપાલિટીના મેલાના ગાડાં ખેંચે છે. પાણીના રેંટ ઘણે ભાગે પાડા જ ખેંચે છે, અને હળ પણ ખેંચે છે. ખાસ કરીને વરસાદ ખૂબ પડતો હોય અને ખેતરમાં પણ ખૂબ કાદવ થયો હોય ત્યારે બળદ નથી કામ કરી શકતો, અને કોંકણમા ઘણી ખેતી તો વરસાદ ખૂબ પડતો હોય ત્યારે જ કરી શકાય છે તેથી કોંકણમાં પાડો ઉપયોગી છે.

અહીંની ગાયો સામાન્ય રીતે ૧ શેર (અમદાવાદી) દૂધ આપે છે. જ્યારે ભેંસ ૫ થી ૧૦ શેર પણ આપે છે. ગાય વધારે, અને વધારે માખણવાળું દૂધ આપી શકશે એ પ્રયત્નસાધ્ય વસ્તુ છે, જ્યારે ભેંસની ઉપયુક્તતા સિદ્ધ જ છે તેથી કોંકણની દૃષ્ટિએ તો ગોરક્ષણ સાથે ભેંસનુ રક્ષણ પણ ન કરવુ ઘટે ? એમા દોષ હોય તો જણાવશોજી.

હા, ઘાટ ઉપર જ્યા ગરમી હોય છે, ખેતરો મોટાં હોય છે અને પાણીની અછત હોય છે (પાડા માટે નહાવાતરવાની સગવડ જોઈએ) ત્યા પાડા કામના નથી, પણ કોંકણમાં તો તેમને માટે ક્ષેત્ર છે.

આપનું ચર્માલય તથા દુગ્ધાલય શહેરો માટે છે. ગામડાં માટે ઉછેર વિષેની સામાન્ય સૂચના કરતાં કોઈક સ્થૂલ માર્ગ બતાવવો જોઈએ. દરેક ગામમાં એક वसु के वियाण्याचा वैल રખાય, સાર્વજનિક ઉઘરાણીમાથી તેનું થોડુંક ખર્ચ ચાલે, તેનો ઉપયોગ લેનારા પણ થોડુક આપે, આ એક કાર્ય સાર્વત્રિક થઈ શકશે તેથી ગાયબળદની જાતિ સુધરશે. બીજા પણ એવા જ ઉપાયો આપ સૂચવશો?"

આ સવાલ ઠીક પુછાયો છે. મારા લેખની મતલબ ભેંસને જતી કરવાની ન હતી, પણ ભેંસનો બચાવ કરવો હોય તો તેનો વિસ્તાર ન વધારવાની અને ભેંસને સ્વરાજ્ય આપવાની હતી. ગાયને આપણે આપણા ઉપયોગને સારુ ઘરવાસિની કરી છે ને તેથી તેનું રક્ષણ કરવાનો આપણો ધર્મ પેદા થયો છે. ભેંસને જો આપણે ગાયની જેમ પાળવા બેસીએ તો ગાય અને ભેસ બન્નેને ખોઈ બેસવાના એમ બતાવવાનો મારો પ્રયત્ન હતો.

કોંકણનો દાખલો મારા અભિપ્રાયમાં મુદ્દલ ફેરફાર નથી કરાવી શકતો. જે ભેસો આપણી પાસે છે તેનો ઉપયોગ તો કર્યે જ છૂટકો છે. તે ભેંસોનો ઉપયોગ કોંકણ જેવા પ્રદેશમાં ભલે થાઓ.

આપણું કર્તવ્ય સ્પષ્ટ છે. જ્યાં આપણે ગાયથી ચલાવી શકીએ ત્યાં ભેંસની ઉપાધિ ન વહોરવી ગાયના

જ દૂધનો પ્રચાર કરવો  મુંબઈમાં ભેંસની કે ભેસના દૂધની જરૂર ન જ હોવી જોઈએ. ગાયનું શુદ્ધ દૂધ સસ્તું મળી શકે એવો પ્રયત્ન વિશાળ પાયા પર થવો જોઈએ. ગાયની દૂધ દેવાની શક્તિ બહુ વધી શકે છે. ગાયના દૂધમાં ઘીની વૃદ્ધિ કરી શકાય છે. આ બધી વસ્તુને યુરોપમાં, મુખ્યત્વે ડેન્માર્કમા, શાસ્ત્રરૂપે બનાવી છે  ત્યાંની ગાય આપણી ભેસો કરતાં વધારે ઉત્તમ દૂધ આપે છે  વૈદ્યો પાસેથી સાંભળ્યુ છે કે, જે કેટલાક સૂક્ષ્મ રોગનાશક ને આરોગ્યવર્ધક ગુણો ગાયના દૂધમાં છે તે ભેંસના દૂધમા હોતા નથી ને કોઈ પણ પ્રકારે આવી શકતા નથી. ધર્મજ્ઞ પુરુષોને મુખેથી સાંભળ્યુ છે કે, ગાયનું દૂધ સાત્ત્વિક છે જ્યારે ભેંસનુ તામસી છે. આ વાતો હુ જાણતો નથી  હું પોતે તેની શોધખોળ કરી રહ્યો છુ  હાલ તો સાંભળેલી વાત વાંચનાર પાસે મૂકું છુ  આટલુ લખવાની મતલબ તો એ જ છે કે, જે કંઈ અર્થ આપણને ભેસના દૂધમાથી મળે છે અથવા મળવાના હોય, તે બધા ને કદાચ તેથી વિશેષ ગાયના દૂધમાંથી મળી રહે છે ને તેમાં વધારો થઈ શકે છે. જો આ વાત યથાર્થ હોય તો મનુષ્યદૃષ્ટિએ મનુષ્ય ભેસની ઉપાધિમા શા સારુ પડે? ભેંસની દૃષ્ટિ વિચારતાં ભેસને આપણે શા સારુ આપણી ગુલામીમાં રાખીએ? અથવા હળવા શબ્દોમાં મૂકવું હોય તો, ભેસની પાસેથી આપણે કેમ સેવા લઈએ?

થોડા મનુષ્યોને ભેસના પાલનથી આર્થિક લાભ થાય છે એ વાતને આ ધાર્મિક ચર્ચામાં અથવા સર્વસાધારણનો લાભ વિચારતી વેળા સ્થાન હોય જ નહિ. ‘પોતાનું

સભાળીને બેસી ગયા, બીજાનુ ગમે તે થાઓ' આવી વૃત્તિમાં જ આપણો એટલે દેશનો અને ધર્મનો ક્ષય રહેલો છે. આખા દેશના લાભમાં જ આપણો લાભ હોય એ વૃત્તિને પોષીએ તો જ એક પ્રજા બનીએ. એટલે સુધી પણ ન જઈ શકીએ તો ધર્મની તો વાત જ શી કરવી? દેશવૃત્તિમા દેશનો લાભ પ્રધાનપદ ભોગવે. ધર્મવૃત્તિમાં જગતમાત્રનો, કીડીથી માંડીને બધા જીવોનો, લાભ પ્રધાનપદ ભોગવે.

આટલુ વાંચ્યા પછી વાંચનાર આ આંકડા* વિચારે. આ કોષ્ટક સત્યાગ્રહાશ્રમનાં જાનવરોના ખરચ ને તેમની આવકનું છે. તેમા નામો છે તે ગાયોના છે. કોષ્ટક મોકલતાં વ્યવસ્થાપક લખે છે:

"ભેસ ગાય કરતાં વધારે આવક આપે જ એવો નિયમ નથી. આ ટીપમાં બતાવેલી કેટલીક ગાયો કમાતલ છે, કેટલીક ખાતલ છે, અને કેટલીક ખોટ આપે છે. જે ખોટ આપે છે તેને વિયાતી બધ કરવી પડશે, અને તેની પાસેથી કઈક હળવું કામ લેવાય તો લેવા ધાર્યું છે એક વધ્યા ગાય પાસેથી કામ લેવાતુ થઈ ગયુ છે. ભેસના પાડાની કિંમત ઓછી આવે છે, ત્યારે વાછડા તો કેટલાક સો સો રૂપિયાની કિંમતના થાય તેવા ઊછર્યા છે ને બે ત્રણ તો રેકડીમા દોડે છે. તેથી ઘોડાગાડી વિના ચલાવી શકાયુ છે."

આશ્રમમાં ભેસ ન વધારવાનો નિશ્ચય થઈ ચૂકયો છે. આ કોષ્ટક ઉપરથી ભારે અનુમાનો કાઢી શકાય એમ

*પ્રસ્તુત આકડાનુ કોષ્ટક પુસ્તકને અંતે પરિશિષ્ટમા આપેલુ છે તે જુઓ.

બતાવવાનો આશય નથી; પણ ગાયને ઠીક ખોરાક અપાય તો દૂધ આપવામાં તે ભેંસની સાથે ઊભી શકે છે ને ગાયનુ ખરચ વધારે નથી પડતુ અને વાછડાનો ઉપયોગ પાડાના કરતાં ઘણો વધારે છે એ તો સામાન્ય રીતે સ્વયંસિદ્ધ વાત છે.

દુગ્ધાલય અને ચર્માલયની ઉપયોગિતા શહેરોમાં છે, ગામડાંઓમાં ન હોય, એવી કોકણસ્થ મિત્રની શંકા બરોબર નથી. ગામડાઓમાં ગાય અત્યારે ખરચાળ થઈ પડી છે. તેના દૂધના હિસાબ રખાવવા, તેની જાત સુધારવી, ચાલુ ગાયના દૂધમાં સુધારો કરવો, એ જેટલે અંશે શહેરમાં આવશ્યક છે તેટલે જ અંશે ગામડામાં આવશ્યક છે. અને મૂએલાં ઢોરના ચામડાં ઉતારવાં ને તેનો તુરતમા સારો ઉપયોગ કેમ કરવો એ તો ગામડામાં જ વિશેષ જરૂરનુ છે. અને આ કામ ચર્માલયનુ છે.

દુઃખની વાત એ છે કે, અત્યારની આપણી સ્થિતિમાં આપણે શહેરોમા આ શાસ્ત્રને યથાશક્તિ કેળવીને જ ગામડામાં લઈ જવું રહ્યુ છે. ગામડામા મોટા પાયા ઉપર પ્રયોગો ન જ થઈ શકે. અને ઢોરોની મોટી કતલ તો શહેરોમા જ થાય છે. એટલે, જો શહેરોમા ચર્માલય ને દુગ્ધાલયોના પ્રયોગ ધાર્મિક અથવા સામાજિક દૃષ્ટિએ થાય, તો તેનો લાભ બધાં ગામડાઓને સહેજે મળે, ને હિંદુસ્તાનનું આ જીવતું ધન જે અત્યારે આપણા અજ્ઞાનને લીધે વહી જાય છે તે બચે, ને મનુષ્ય અને પશુ બન્ને સુખી થાય.

તા ૮–૫–’૨૭

## ૧૦

# ગાય અને ભેંસ

એક અહિંસાના ઉપાસક લખે છે·

"'ગાય વિ૦ ભેસ' આ લેખમા આપે આ પ્રમાણે લખ્યુ છે: 'મારા લેખની મતલબ ભેસને જતી કરવાની ન હતી, પણ ભેસનો બચાવ કરવો હોય તો તેનો વિસ્તાર ન વધારવાની અને ભેસને સ્વરાજ આપવાની હતી. ગાયને આપણે આપણા ઉપયોગને સારુ ઘરવાસિની કરી છે, ને તેથી તેનું રક્ષણ કરવાનો આપણો ધર્મ પેદા થાય છે.'

આમાં 'જતી કરવી' અને 'સ્વરાજ આપવુ' એ બે વસ્તુઓ સ્પષ્ટ સમજાતી નથી. સ્વરાજ આપવુ એટલે શું કરવું? એને જંગલમાં છોડી દેવી? કે એને વિષેની અત્યાર સુધી વહોરી લીધેલી જવાબદારીનો ઇનકાર કરવો?

ગાયનું દૂધ ભેંસના દૂધ કરતા વધારે સાત્ત્વિક છે કે નહિ એ સવાલ તદ્દન જુદો છે. ભેંસના પાડાનો જ્યા સુધી આપણે ઉપયોગ કરી શકતા નથી ત્યા સુધી પાડાને બચાવી ભેંસનું દૂધ લેવું આર્થિક દૃષ્ટિએ સોંઘું નથી પડતુ પાડાને મારીને કે મરવા દઈને ભેંસનુ દૂધ વાપરવું એમાં ઘાતકીપણુ છે. માટે ભેસ મારફતે

આપણે આપણો સ્વાર્થ ન શોધીએ એ દીવા જેવી સ્પષ્ટ વાત છે. તેથી જ ભેંસનો વિસ્તાર થવા ન દઈએ એ પણ સમજાય એવી વાત છે.

જ્યા ગાય અને બળદ બન્નેનો નિર્વાહ અને ઉપયોગ કઠણ છે, ત્યા જો ભેસ અને પાડો બન્ને પૂરતાં કામ આવતા હોય તો, તેવે ઠેકાણે ગાય પાળવાનો આગ્રહ ન રાખતાં, ભેંસ પાડાને રાખવામાં વાધો ન જ હોવો જોઈએ. આજે ભેંસ જ્યા ત્યા હાકી કાઢે છે એ સ્થિતિ વિષમ છે, કેમકે ગોપાલનમા બળદોનો ઉપયોગ થવાથી એ અહિંસાને પોષક છે. અને ભેસપાલનમાં પાડાની અનિવાર્ય હત્યા અહિસાધર્મને જ હણે છે. હિંદુસ્તાનમા જે જગાએ ગોપાલન કઠણ છે અને ભેસપાલન શકય અને સહજ છે એવા સ્થાનો ઝાઝાં નથી. એ કારણસર ભેસપાલનનો સવાલ રાષ્ટ્રીય ન થઈ શકે, એ ખરું છે. પણ જ્યા ભેસ પાડા જ નભી શકે છે ત્યા, હાલની આખા દેશમાં ફેલાયેલી ભેસજાતને એકત્ર કરી શકાય તો, તે ઇષ્ટ જ ગણાવુ જોઈએ. એવા સ્થાનો નક્કી કરી ભેંસપાડા ત્યાં મોકલવાની સગવડ કરી આપી હોય, અને એ ટાપુમાથી ભેસો પણ બહાર ન મોકલી શકાય એવો જો નિયમ થઈ શકે, તો ભેસપાડાને એમનુ સ્વાભાવિક સ્થાન મળ્યું કહેવાય. પછી તેવા ટાપુઓની હાજત જેટલો જ ભેંસપાડાનો વિસ્તાર થવા દેવો એ ડહાપણની વાત થશે

પશુઓ પ્રત્યે માણસનો અમુક ધર્મ રહેલો છે એટલું હિંદુસ્તાનની તમામ પ્રજા સ્વીકારે નહિ ત્યા સુધી આ વાત અધરી છે એ ખરુ. પણ ગાય ભેંસના સવાલનો ઉકેલ આ દિશામા છે એટલું સ્પષ્ટ થવું જોઈએ .

બીજો એક સવાલ આની સાથે જ પૂછી લઉ ? હાલનો પાશ્ચાત્ય સુધારો આસુરી છે એમ આપ માનો છો, હિંદુસ્તાનનુ ગ્રામજીવન આપ હમેશ પસંદ કરતા આવ્યા છો, એમ સૌ કોઈ જાણે છે પણ આજની પરિસ્થિતિમાં ગ્રામજીવનમા પણ ઘણા સુધારા અને ફેરફાર કરવા પડશે કે જે સામાન્ય જનસમાજને પાશ્ચાત્ય

સુધારા જેવા જ લાગશે. દુગ્ધાલય અને ચર્માલય પણ ગામડામા હોય એમ જ્યારે આપ કહો છો, ત્યારે લોકો એ ઝટ નથી સમજી શકતા એનુ કારણ આદર્શ ગામડાની આપની કલ્પના લોકો આગળ સ્પષ્ટ રૂપમા નથી. આપ એનો કંઈક ચિતાર રજૂ કરશો? ખેતરો ઓછામા ઓછાં કેટલા મોટા હોય, સુધરેલાં ઓજાર વપરાય કે નહિ, દુગ્ધાલય ચર્માલયમાં યંત્રોને કેટલું સ્થાન છે, વગેરે અનેક સવાલોનો એમા ઉકેલ આવે તો ગામડામા કાર્ય કરનાર સેવકોને તે બહુ ઉપયોગી થશે.”

ભેંશના સ્વરાજની વાત સ્પષ્ટ કરવા જેવું કંઈ ન હતુ એમ ‘ગાય વિ૦ ભેંશ’નો લેખ લખતી વખતે મેં માની લીધેલુ. જે જાનવરને આપણે પાળીએ છીએ તેની સ્વતંત્રતા આપણે છીનવી લઈએ છીએ, પછી તેનુ પાલન ગમે તેવા શુભ હેતુથી હોય. સેકડો અંગ્રેજો શુભ હેતુથી હિંદુસ્તાનનુ પાલન કરે છે એમ માનીને રાચે છે, અને આપણે તે પાલનનો અસ્વીકાર કરીએ તોપણ આપણને બેવકૂફ જાણી પોતાનો પાલન કરવાનો ધર્મ તજતા નથી. પણ જો આપણી બન્નેની વચ્ચે કોઈ ન્યાયાધીશ નિમાય તો આપણી આટલી જુબાની બસ થાય: ‘અમારા દુઃખોની વાત પોતાની જાતે જ નિમાઈ બેઠેલા અમારા પાલનહારો શુ જાણે? એ તો કાં તો ત્રિકાળદર્શી ઈશ્વર જાણે અથવા અમે. અને અમે તો કહીએ છીએ કે અમારુ હિત અમને છૂટા કરવામાં જ છે.’ એમ જ જો ભેંશને વાચા હોત તો, અને ભેંશ અને આપણી વચ્ચે તટસ્થ ન્યાયાધીશ નિમાય તો, અને ભેંશ આપણા જેવી દલીલ કરે,—અને કરે એમ હુ માનું છુ,—તો ચુકાદો એની તરફેણમાં જ થાય તેથી મે લખ્યુ કે, ભેંશને પાળવાનો મોહ છોડી દેવામાં આપણે ભેંશને જતી કરવાના

નથી, એટલે કે તેનુ અહિત નથી કરવાના, પણ તેને સ્વતંત્રતા આપવાના છીએ. આમાં, વહોરેલી જવાબદારીનો ઇનકાર ક્યાયે નથી. જે ભેંશોને આપણે રાખી છે તેની જવાબદારી વેઠયે જ છૂટકો છે. પણ ગાયનો વંશ વધારવા અને સુધારવાને સારુ અનેક ઉપાયો યોજવા એને આપણે જેમ ધમ ગણ્યો છે તેવો ધર્મ, મારી ગણતરી સાચી હોય તો, ભેંશને વિષે ઉત્પન્ન થતો નથી. એટલે કે, ગોરક્ષાના વિશેષ ધર્મમાં ભેંશરક્ષાને ગણી લેવાની આવશ્યકતા નથી. મેં સૂચવેલી યોજનાનો બધા સ્વીકાર કરે તો જ્યા ગાયબેલને નિભાવી ન શકાય અને ભેંશને જ નિભાવી શકાય એવા પ્રદેશો હોય, તે પ્રદેશમાં પાળેલી ભેંશોને એકઠી કરવાનો અને ત્યા તેના પાડા વગેરેની પણ સંપૂર્ણ રક્ષા કરવાનો ધર્મ સહેજે ઉત્પન્ન થાય છે.

ગ્રામજીવનને વિષે દુગ્ધાલય અને ચર્માલય નોખા હોવાં જ જોઈએ એમ કહેવાનો મારો આશય ન હતો. પણ આજની પરિસ્થિતિમાં ઢોરઉછેરનુ શાસ્ત્ર, ગાયને દુઃખ દીધા વિના વધારેમા વધારે દૂધ મેળવવાનુ શાસ્ત્ર, તેનાં ચામડાં ઇત્યાદિ કેળવવાનુ શાસ્ત્ર આપણે શહેરોમા પ્રયોગ કરીને ગામડામાં લઈ જઈ શકીશુ એવી અત્યારે આપણી દયામણી સ્થિતિ છે. અત્યારે જ્યારે ગૌચરોનો નાશ થઈ ગયો છે, ખોળ, ચારો વગેરે મોઘાં થઈ ગયાં છે, ત્યારે ગામડાંના માણસો જેમ તેમ કરીને પોતાનાં ઢોરને સાચવે છે ચામડાનો ઉપયોગ તો અભણ ચમાર જેટલો આપે તેટલો લઈને આપણે સંતુષ્ટ રહીએ છીએ. હાડકાં ઇત્યાદિ એળે જાય છે પરિણામે આ જીવતુ ધન પાયમાલ થાય છે, ઢોર મરતાં

નથી તો હાડપિંજર થઈ મૂઆને વાંકે જીવે છે, ઘરધણી ઉપર ઘણી વાર બોજારૂપ થઈ પડે છે, અને છેવટે મુંબઈ ઇત્યાદિ શહેરોનાં કસાઈખાનાંમા પહોંચે છે.

આ સ્થિતિમા મહત્ત્વના ફેરફારની આવશ્યકતા છે એ હુ સમજું છુ. પણ એ ફેરફારો કેમ થઈ શકે, આપણે પશ્ચિમમાથી કેટલુ લેવુ જોઈએ, એ બધુ અત્યારે કહેવા હુ તો અસમર્થ છુ. આ આખી વસ્તુ અત્યારે પ્રયોગદશામા છે શુ કરવુ છે એ જ જો હુ સ્પષ્ટ સમજાવી શક્યો હોઉ તો તે કઈ રીતે કરવું એ તો અત્યારે દરેક સેવકે પોતાને સારુ અને પોતાની જવાબદારી ઉપર ખીલવવુ રહ્યુ છે એવો સમય હતો કે જ્યારે આપણી સભ્યતામાં યોગ્ય ફેરફારો થઈ શકતા હતા અને ફેરફારોની આવશ્યકતાને લોકો કબૂલ કરતા હતા જ્યા સુધી આ ઉન્નતિની શરતનો સ્વીકાર થતો હતો, ત્યાં સુધી આપણી સભ્યતા જીવતી હતી એમ કહી શકાય અત્યારે આપણે એમ જ માનીને બેઠા છીએ કે શાસ્ત્રને નામે જે છાપેલુ પુસ્તક હાથમાં આવે તેમા લખેલુ બધુ બ્રહ્માનો અક્ષર છે અને તેમાં વધઘટ થઈ જ ન શકે. આ ભયાનક માનસિક મૃત્યુમાંથી આપણે ઊગરી જવાનુ રહ્યુ છે યુગે યુગે આપણી રહેણીકરણીમા વધઘટ થયેલી છે એમ આજે પણ આપણે નવી આંખે જોઈ શકીએ છીએ એ નિયમનો સ્વીકાર કરીને નિઃસ્વાર્થ સસ્કારી સેવકોએ આત્મશ્રદ્ધા રાખી ગામડાંઓમા પ્રવેશ કરવાનો રહ્યો છે બધાની વચ્ચે અમુક સિદ્ધાંતોનો સ્વીકાર અતિ આવશ્યક છે એ સિદ્ધાતોના અમલમાં વિવિધતા હશે જ. એ અનિવાર્ય છે અને આવકારદાયક છે. તેમાથી આપણુને સિદ્ધાંતોનો અમલ કરવાના સારામાં

સારા રસ્તા મળી આવશે. આ વિચારશ્રેણીએ પશ્ચિમનાં યંત્રો દાખલ કરવાં કે નહિ, કરવાં તો કેટલે અંશે, એ વસ્તુ ગૌણ થઈ જાય છે. સામાન્ય નિયમ તો છે જ કે, ગામડામા જ જેટલું આપણે પેદા કરી શકીએ અથવા બનાવી શકીએ તે ત્યા જ પેદા કરીએ અને બનાવીએ. અને ગામડિયા અસ્ત્રાથી ચાલે તે છતાં જર્મનીનો વધારે સારો ગણાતો ક્રોપ અસ્ત્રો દાખલ કરવાની જંજાળમાં ન પડીએ. પણ આપણે શીવવાની સોય ગામડામા ન બનાવી શકતા હોઈએ, ઑસ્ટ્રિયાથી સહેજે સોઘી સોય મળતી હોય તેનો આપણે દ્વેપ ન કરીએ. સારું ગ્રહણ કરવા યોગ્ય અને હજમ થઈ શકે એવુ ગમે ત્યાથી લેવામાં હુ કંઈ દોષ ન જોઉ.

તા. ૨૨–૫–'૨૭

## ૧૧

# ગોરક્ષાની રીતો

નાશિકની પાંજરાપોળના વ્યવસ્થાપક ભાઈ પ્રાગજી માવજી એક કાગળ લખતાં નીચે પ્રમાણે સૂચનાઓ કરે છે.

'૧. ગોરક્ષાની સાથે ખેતી કરવાની ઘણી જરૂર છે. ખેતીને લાયક સારા બળદ બનાવવા, સારા વાછડા ઉછેરવા, સારું ખાતર બનાવવું, જાનવર માટે સસ્તો અને સારો ચારો કરવાની પણ જરૂર રહે છે. અને ખેતી હોય તો ગાયો થોડા ખરચમાં પાળી શકાય છે.

૨ જાનવરો વધારે પ્રમાણમાં અને ઓછા ખર્ચે પાળવાં હોય તો, જ્યા આગળ નદી તળાવ અગર પાણીની બીજી સગવડ હોય અને કુદરતી રીતે જંગલી ઘાસ થતુ હોય, ત્યાં આગળ છાપરા કરી જાનવરોનુ વરસાદપાણીથી રક્ષણ થાય તેવી રીતે, શ્રાવણથી માગસર સુધી ચરવા રાખવા. આથી ખાવાનું ખર્ચ ન આવે, અને બાકીનું જંગલ આસો કારતકમાં વઢાવીને બાર માસનો સંગ્રહ કરી રાખવાથી પાછળથી ઘાસની તાણ ન પડે, અને વધારે જીવોની રક્ષા થશે

૩. રખડતા અથવા હલકી જાતના સાઢ ગાયના ટોળામા ન રાખતાં ઉમદા સાંઢ પાળવા અને ઉછેરવા.

૪ મરેલાં જાનવરો કંટ્રાકટરને આપવાથી તે લોકો મરેલાનું માસ નીચલા વર્ણના લોકોને વેચે છે અને તેમની ખરાબી કરે છે.

૫. હાડકાં વિદેશ જવાથી ખાતરનુ ફોસ્ફરસ ચાલ્યું જાય છે, ચામડાંની બજાર તેજ થાય છે, ત્યારે કંટ્રાકટરો પોતાના લાભ સારુ માણસોને ફોડીને વધારે જાનવરો મરાવે છે. વિશ્વાસપાત્ર નિરામિષાહારી માણસની દેખરેખ નીચે, મરેલાં જાનવરોને ચિરાવીને, ચામડું કઢાવી તેનાં માસ હાડકા ખેતરમાં દાટી દેવાથી તેનુ સારુ ખાતર થશે.

૬. અભણ અને વિદ્વાન બન્નેને ગોરક્ષા અને ખેતીનું કામ રોજી આપનારુ છે. એ કામ કરનારા ગોસેવકોની જરૂર, ગોરક્ષાના ઉપદેશકો કરતા વધારે છે.'

આ સૂચનાઓમાં, 'નવજીવન'માં નથી આવ્યુ એવું નવુ ઘણુ નથી પણ ગોમાતાના સેવક અને પાંજરાપોળ ચલાવનાર અનુભવી કેવી રીતે અગાઉ સૂચવાયેલા ઉપાયોને ટેકો આપે છે તે બતાવવા આ સૂચનાઓ ઉતારી છે. એમાં કેટલીક જાણવા જેવી ખબર પણ છે. જેમ કે, મરેલા જાનવરો કંટ્રાકટરોને આપવાથી તેઓ તેનો ઉપયોગ કેમ કરે છે એ વિષે માહિતી એ ચોંકાવનારી ખબર છે. ધર્મને નામે, મૂએલા ઢોરનો ઉપયોગ પોતે ન કરી લેતાં બીજે આપવામાં આવે છે, તેથી આ પ્રમાણે અધર્મ થાય છે.

હાડકાને વિષે જે સૂચના કરી છે તેમાં સુધારો થવાની જરૂર છે. હાડકાં એમ ને એમ દાટવાથી તેનું ખાતર નથી બનતું, પણ તેને દળવાં પડે છે. અને માસ આતરડા આદિ દાટી દેવાની આવશ્યકતા નથી. આંતરડાંનો ઉપયોગ તો આજે વાધરી, વાજિંત્રના તાર, તાંત, વગેરે બનાવવામાં

થાય જ છે, અને માંસમાંથી ચરબી નીકળે છે તેનો ઉપયોગ સંચાઓમા પુષ્કળ કરવામા આવે છે એટલે, એમ ને એમ દાટી દેવાનો ભાગ ઘણો થોડો રહેશે. પણ એ રહી ભવિષ્યની વાત. જે વસ્તુનો ઉપયોગ કરવામા આપણે આજે ધર્મનો બાધ ગણતા નથી તે બધી વસ્તુઓ આપણે પોતે ગોશાળા અને પાજરાપોળો મારફતે તૈયાર કરવાથી વધારેમા વધારે જાનવરો બચાવી શકીએ છીએ, એ તત્ત્વનો સ્વીકાર કરીએ એટલે બધી શોધો થઈ રહેશે.

છેલ્લી સૂચનામાં ગોસેવકોને રહેલો ઠપકો વિચારવા જેવો છે. ગોરક્ષાના ઉપદેશકો કરતાં સેવા કરી કામ કરનારની અને સેવાકાર્યને અગે જ્ઞાન મેળવવાની ઘણી જરૂર છે. આ વાત દરેક ગોસેવકને નોંધવા યોગ્ય છે

પણ આ કાગળની સાથે જ મારી સામે એક છાપાની કાપલી પડેલી છે, જેમાં મને અનેક પ્રશ્નો પૂછેલા છે એ પ્રશ્નોના ગર્ભમા મેં સૂચવેલા ઉપાયો ધર્મને અનુસરતા નથી એમ બતાવવાનો હેતુ રહેલો છે, કારણ કે એ પ્રશ્નની પ્રસ્તાવનામાં લેખકે મેં સૂચવેલા સિદ્ધાતનો અનાદર કરેલો છે.

મે સૂચવેલો સિદ્ધાત આ છે· જે ધર્મ અર્થનો સર્વથા વિરોધી છે, તે ધર્મ નથી પણ અધર્મ અથવા ધર્માભાસ છે. લેખકની માન્યતા એવી છે કે, એ સિદ્ધાત સનાતન સૂત્રનો વિરોધી છે. હુ પોતે એવુ વિરોધી સનાતન સૂત્ર એક પણ જાણતો નથી. કુદરત તો આ સિદ્ધાંતને નિરંતર અનુસરે છે અને એ સિદ્ધાતનો વિરોધી ધર્મ આજે કોઈ પણ જગ્યાએ ચાલી શકતો હોય એવુ પણ મારા જાણવામા નથી.

દાંત આપ્યા છે તેને ચાવણ આપે છે, હાથીને હારો અને કીડીને કણ આ બધી રૂઢ થયેલી કહેવતો પણ એ જ સિદ્ધાંતની સાખ પૂરે છે, કુદરતે જીવોને અનાજની હાજત પેદા કરેલી છે, તેથી તે હાજતો પૂરી પાડવા જેટલું અનાજ પણ પેદા કર્યું છે; પણ કુદરતની આ ખસૂસિયત છે ખરી કે, જેટલું આવશ્યક છે તેટલું જ અનાજ દિન પ્રતિદિન પેદા કરે છે પણ મનુષ્યજાતિ, તે નિયમની અવગણના કરી, સ્વાર્થને વશ થઈ, હાજતની ઉપરાત લે છે અને વાપરે છે. તેથી અસ્તેય અને અપરિગ્રહના અનિવાર્ય યમનો ભંગ કરી, હાથે કરીને, પોતાને સારુ અને પ્રાણીમાત્રને સારુ અનેક પ્રકારનાં દુઃખ ઉત્પન્ન કરે છે શાસ્ત્રે બ્રાહ્મણની ઉપર જ્ઞાનનુ દાન કરવાનો બોજો મૂક્યો તેની જ સાથે તેને ભિક્ષા માગવાનો અધિકાર આપ્યો અને બીજા વર્ણોની ઉપર ભિક્ષા આપવાનો બોજો પણ મૂક્યો, અને આમ ધર્મની સાથે અર્થનું મેળવણ કર્યું. આવા અનેક દૃષ્ટાંતો વાંચનાર પોતે ઘટાવી શકશે ધર્મમા જમેઉધાર પાસુ હમેશા સરખું રહેવું જોઈએ, અને તે શુદ્ધ અર્થ થયો, અને તેથી તે શુદ્ધ ધર્મ પણ થયો. જ્યાં એક પણ પાસું વધે અથવા ઘટે ત્યા અનર્થ થયો અને ધર્મનો લોપ થયો. તેથી જ ગીતાકારે યોગની વ્યાખ્યા ‘સમત્વ’ શબ્દથી કરી. સામાન્ય મનુષ્ય અર્થનો આ ધાર્મિક ઉપયોગ કે અર્થ કરતો જ નથી તે તો હમેશાં નફો કરવાને ઇચ્છે છે મેં સૂચવેલા ધાર્મિક અર્થમાં નફાને અવકાશ જ નથી, તેમ જ નુકસાનને પણ અવકાશ નથી અને જ્યા નુકસાન થતુ હોય ત્યા ધર્મનુ સંરક્ષણ અસંભવિત જ છે

અને તેથી હિન્દુસ્તાનમા ૧૫૦૦ પાજરાપોળ અને ગોશાળાની હયાતી હોવા છતાં, ગાયનુ રક્ષણ થતુ નથી એટલુ જ નહિ, પણ દિવસે દિવસે તેની કતલ વધતી જ જાય છે. એમ છતાં, આ સંસ્થાઓ મોજૂદ છે એટલે ગોરક્ષા થાય છે એવુ માનીને સંતુષ્ટ રહેવું, તેથી કાંઈ ગોરક્ષાના ધર્મનુ લેશ પણ પાલન થતુ નથી, જ્યારે મેં સૂચવ્યા છે એ ઉપાયોથી એ પાલન થઈ શકે છે એમ સિદ્ધ કરી શકાય એવી વસ્તુ છે. ગાય જો દૂધ આપતી જ ન હોત તો ગોરક્ષાનો ધર્મ પેદા જ ન થયો હોત, એ દરેક ધર્માર્થી મનુષ્ય પોતાની મેળે વિચારી શકે એવી વસ્તુ છે. બીજાં ઘણા નિર્દોષ જાનવરો છે, જેનુ પાલન કરવાનો ધર્મ કોઈને સૂઝ્યો નથી, અને સૂઝે તો એ ફોકટ જાય. ગાયનો ઉપયોગ છે તેથી જ તેની રક્ષા કરવાનો આપણો ધર્મ આપણને પ્રાપ્ત થાય છે.

હવે એ ટીકાકારના પ્રશ્નોના જવાબ ટૂંકામાં આપી દઉ છુ જવાબમા જ સવાલ સમજાઈ જાય એમ છે તેથી સવાલ નોખા નથી ઉતારતો.

પ્રત્યેક ગોરક્ષણી સંસ્થામા તેના પૂરતુ ચર્માલય હોવું જ જોઈએ, એટલે કે જે ઢોર મરે તેનો પ્રાથમિક ઉપયોગ કરતા સસ્થાપકને આવડવુ જોઈએ. આમ હોવાથી પ્રત્યેક ગોશાળામા કેટલાં ઢોર હોવા જોઈએ એ પ્રશ્ન ઊભો થતો જ નથી.

ગોશાળામા મૃત્યુનુ પ્રમાણ કેટલુ છે તેની મને કાંઈ ખબર નથી. પણ એ પ્રમાણ ચર્માલયની આવશ્યકતા સિદ્ધ કરવાને સારુ જાણવું જરૂરી નથી એક પણ ઢોર મરતુ

હોય તો, જેમ તેના જીવતા તેને ઘાસ ઇત્યાદિ આપવાની ક્રિયા ગોસેવક જાણે છે, તેમ મરવા પછીની ક્રિયા પણ તેણે જાણી જ લેવી જોઈએ.

ગામમાં મરનારાં ઢોરનો કબજો પણ સહેજે આવી ધાર્મિક સંસ્થાને જ હોવો જોઈએ. તેમા ચમારોનુ, ઢોરનુ, અને પ્રજાનુ રક્ષણ છે. જ્યા ગોશાળા અથવા ચર્માલય ન હોય ત્યાં જે ઢોર મરે તે ઢોર, જો શહેરી ગોરક્ષાના ધર્મનો સ્વીકાર કરતા હોય તો, પાસેમા પાસેની ગોશાળાને પહોચાડે; અથવા તે ઢોરના મુડદાં ઉપર પ્રાથમિક ક્રિયા કરીને અવશેષ રહેલા ભાગો પહોંચાડે.

મે સૂચવેલા નાના ચર્માલયને સારુ મોટી થાપણની જરૂર નથી હા, એ શાસ્ત્રને જાણનારા ગોસેવકો તૈયાર કરવામા જે વ્યય થાય તેની આવશ્યકતા છે.

મૃત જાનવરના ચામડા કરતા કતલ થયેલાં જાનવરનુ ચામડુ અત્યારે તો વધારે સારુ છે જ પણ મૃત જાનવરનુ ચામડું સુધારવાને સારુ અહીંની સરકારે લડાઈમાં અઢળક ધન ખરચ્યુ. એ ક્રિયા જર્મનો જાણે છે. આ શાસ્ત્રને જાણનારાઓએ મને કહ્યુ છે કે, મૃત જાનવરનુ ચામડું પણ કતલ થયેલા જાનવરના જેવુ જ કેળવી શકાય છે. હુ પોતે આ પ્રયોગ કરી રહ્યો છુ. કટકમા શ્રી. મધુસૂદન દાસ પોતાના ચર્માલયમા તે ઘણા વર્ષો થયાં કરી રહ્યા છે અને સફળ થયા છે એમ કહે છે કલકત્તામાં સરકારી 'રિસર્ચ ટેનરી'માં એ પ્રયોગ આજે ચાલી રહ્યા છે.

અત્યારે આપણી અવદશા તો એ છે કે, મરેલાં ઢોરનાં નવ કરોડ રૂપિયાના ચામડા પરદેશ જાય છે, અને આપણે

કતલ થયેલા જાનવરનાં ચામડાંનો, આપણા અજ્ઞાનને લીધે, છૂટથી ઉપયોગ કરી તે કતલના પાપમાં ભાગીદાર બનીએ છીએ.

પરદેશ જનારા મૃત જાનવરનાં ચામડાંને રોકવા એ કેવળ આપણા જ હાથમાં છે. એટલે કે, ધાર્મિક દૃષ્ટિથી ચર્માલયો ચલાવીએ તો, એ ચામડાંનો કબજો આપણે લઈ આ દેશમાં ઓછામાં ઓછા ૯ કરોડ રૂપિયાનુ ધન બચાવીએ અને તેમાથી અસંખ્ય જાનવરોને પાળીએ.

હાડકાનો ઉપયોગ મેં સૂચવેલાં ધાર્મિક ચર્માલયોમાં અવશ્ય થાય અને થવો જોઈએ.

તા. ૨૯-૫-’૨૭

## ૧૨

# ગોસેવકોને

મારી ઉપર એક કાગળ અને એક તાર આવેલ છે. તેમાં લખનાર માગે છે કે, ઢોરનો પરદેશ નિકાસ અને તેમની કતલ થાય છે અને તેથી ખેતીને જે નુકસાન થાય છે તે વિષે ગવર્નર સાહેબની પાસે મારે વાત કરવી. આ ગોસેવકોને હું નમ્રપણે જણાવવા ઇચ્છું છું કે, એવા પ્રકારની વાત ગવર્નરની સાથે કરવાનો પ્રસંગ મને મળે તોપણ તેઓ ઇચ્છે છે તે પ્રમાણે તો ન જ કરું. ગોસેવકોમાં એક મહા દોષ હું એ જોઉં છું કે તેઓ આ પ્રશ્નનો ખંતથી, શાસ્ત્રીય પદ્ધતિથી અભ્યાસ જ કરતા નથી હિંદુસ્તાનનાં ઢોરોનો કેમ નાશ થઈ રહ્યો છે એ વિષે ઝીણવટથી અભ્યાસ અત્યારે વાલજી દેસાઈ કરી રહ્યા છે. તેમના લેખો 'યંગ ઇંડિયા'માં તેમ જ 'નવજીવન'માં નિયમિત રીતે બહાર પડે છે*

*અહીં ઉલ્લેખેલા અભ્યાસના ફળરૂપ આ લેખો 'ગોરક્ષા-કલ્પતરુ' એ નામે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામા આવેલા છે તે જુઓ. —પ્રકાશક

એ વાંચવાથી પણ ઢોરોની દયામણી સ્થિતિનાં કારણો માલૂમ પડશે જોકે આ બાબતમા સરકાર ઘણુ કરી શકે છે એમ હુ માનુ છુ, તે છતાં પ્રજાએ ઘણું કરવાનુ રહે છે. અને જ્યા સુધી પ્રજા તે બાબતમાં જાગૃત ન થાય, કેળવણી ન પામે ત્યા સુધી સરકાર ગમે તેવા કાયદા કરે તોપણ ઢોર બચી શકવાના નથી આમા અર્થશાસ્ત્રનો અને ધર્મશાસ્ત્રનો મહાપ્રશ્ન છે ઢોરને વિષે અર્થશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર શુ કહે છે તેનો આપણે વિચાર સરખો કરવાને કેમ જાણે નવરા ન હોઈએ એવી દયામણી સ્થિતિ છે. આપણે ધર્માંધતાને લઈને આપણી ધર્મદૃષ્ટિ ખોઈ બેઠા છીએ, અને આળસને લઈને અર્થશાસ્ત્રનો અભ્યાસ કરતા કંટાળો આવે છે ગોમાતાના નામમાત્રના ઉચ્ચારણથી ગોમાતાની કે ભારતમાતાની સેવા થવાની નથી. તેનુ રહસ્ય સમજી, ઘટતા ઉપાયો કરવાથી જ ગોમાતા અને તેના વંશની સેવા અને તેની રક્ષાની સાથે આપણી પોતાની સેવા થઈ શકે તેમ છે મને લખનારાઓને હુ સૂચવું છુ કે, તેઓએ આ પત્રમા પ્રગટ થતા તે વિષેનાં લખાણોનો વિચાર કરવો. તેમા વિચારદોષ કે હકીકતદોષ હોય તો તે બતાવે ન હોય તો તે પ્રમાણે આચરણ કરે.

તા. ૨-૫-'૨૬

## ૧૩

# ચમારખાનાં

'ટેનરીઓ' એટલે ચમારની દુકાનો અને પેઢીઓ. આવી પેઢી આજકાલ હિંદુસ્તાનમાં ઘણી નીકળે છે એમ એક ખબરપત્રી જણાવે છે. વળી તે લખે છે કે, આવી રીતે હિંદુસ્તાનનો વેપાર વધે તો એ ઇચ્છવાજોગ નથી, કેમકે તેથી ઢોરોનો નાશ થાય છે.

આમ લખીને લખનારે સદ્ભાવે જીવદયાનો પ્રશ્ન ઉઠાવ્યો છે. અમને લાગે છે કે, ચમારની દુકાનોથી હિંસામાં વધારો થવાનો નથી. ચમારોની દુકાનો વધતા ઢોરો વધારે મરશે એમ માનવાને કશું કારણ નથી. મૂએલાં ઢોરનાં ચામડાનો ઉપયોગ નિર્દોષ છે એમ અમારી માન્યતા છે. ચમારનો ધંધો આવશ્યક છે. માણસોને જોડા વિના ચાલવાનુ નથી. ખેતીના ધંધામા ચામડાનો હરઘડીએ ઉપયોગ છે. પાણી ખેંચવાના અસંખ્ય કોસો પણ

ચામડાના જ બને છે. એ ધંધાથી લાખો રૂપિયાની કમાણી થાય છે.

એ ધંધો હાલ ચમારોના અને મોચીઓના હાથમાં છે. તેમના હાથમાંથી મોટી પેઢીઓના હાથમાં જઈ ચમારો અને મોચીઓ ભૂખે ન મરે એનો બંદોબસ્ત આપણે કરવાનો છે

જો આપણે ચેતીએ નહિ તો પરિણામ અમે ધાસ્તી રાખીએ છીએ તેવું જ આવશે. આપણે આપણા કારીગરોની દરકાર જ નથી કરી. કારીગરોને 'વસવાયા' ઠરાવી તેઓનો અનાદર કરી દેશને નુકસાન પહોંચાડ્યું છે. કારીગરી હલકી ગણી, મહેતાગીરીને ટોચે ચડાવી ગુલામી સ્વીકારી છે. કડિયા, મોચી, સુતાર લુહાર, હજામ વગેરે વર્ગને ઊતરતા માની આપણે તેઓને દબાવ્યા છે. તેઓના ધંધામાથી, તેઓનાં ઘરમાંથી વિનય, વિદ્વત્તા, સજ્જનતા, સભ્યતા આપણે હરી લીધાં છે. પરિણામ એ આવ્યુ છે કે, એમનુ જીવન શુષ્ક બન્યુ છે અને એઓ પોતે પણ તે જીવનને ઉચ્ચ નથી માનતા. તેથી તેઓ શાળાનું જ્ઞાન મેળવે છે તો પોતાનો ધંધો છોડી દે છે, પોતાના ધધાથી શરમાય છે મોચી ભણીને પોતાનો ધંધો છોડે છે; દરજી ભણે એટલે સોય છોડે છે; વણકર ભણીને સાળની સાથે વેર બાંધે છે. ને ભંગી તો ભણે ને પાયખાનાં સાફ કરે એમ બને જ કેમ? જો આપણે હાથપગની મહેનતથી થતા ધંધાની અવગણના ન કરી હોત તો આવી કઠિન દશામાં ન આવી પડત, અને ગ્રેજ્યુએટોને ભંગીનો ધંધો કરતાં પણ શરમ ન આવત

## ચમારખાનાં

જીવદયા વિષે પણ આપણામાં વિચિત્ર વિચારો પ્રવર્તે છે. જીવદયાની શરૂઆત આપણી પોતાની જ જાતિથી એટલે મનુષ્યજાતિથી થવી જોઈએ. તેને બદલે પશુજાતિના જીવ છરી વડે ન લઈએ તેમાં જીવદયાની સમાપ્તિ માનીએ છીએ. પશુઓ પર દયા રાખવી આવશ્યક છે, પણ મનુષ્યજાતિ ઉપર પણ તેટલી જ દયાની આવશ્યકતા છે. વળી જીવદયાને બહાને કે નામે આપણે દોરાઈ ન જવું એ યાદ રાખવાનું છે. મૂએલાં ઢોરનાં ચામડાનો ઉપયોગ 'જીવતા ઢોરની ખાલ ઉખેડવા'ની વાત કરીને વખોડવો એ ન્યાય નથી, સત્ય નથી.

તા. ૨-૧૧-'૧૯

# ૧૪

# ગોવધનિષેધ

('કેટલીક શંકાઓ' એ લેખમાંથી)

[શ્રી. જી. કે. નરીમાને કેટલીક શંકાઓ ઉઠાવેલી, તેમાંની એક આ હતી: 'દારૂનિષેધ ઠીક છે, પણ અફીણ વગેરે છોડાવવા પ્રથમ પ્રયત્ન કરવો જોઈએ વળી વધારે ભારે વસ્તુ તો ગોવધ-નિષેધ છે. તેમા મેં (ગાધીજીએ) કેટલો હિસ્સો આપ્યો છે?' આ શંકાનો ગાધીજીએ નીચે મુજબ ઉત્તર આપ્યો હતો:

—પ્રકાશક]

દારૂનિષેધ હું કરી રહ્યો છુ; ગોવધને સારુ શુ કરું છુ, તેને મે કેટલો વખત આપ્યો છે, એ ભાઈ નરીમાનનુ છેલ્લું તીર છે. તે મર્મભાગે પહોંચ્યુ છે. ગોવધથી મારા જેવા ચુસ્ત હિન્દુને કેટલુ દરદ થાય એનો ભાઈ નરીમાનને ખ્યાલ કેમ આવી શકે? ગોવધ થાય છે ત્યાં લગી મારો પોતાનો વધ થાય છે એમ મને લાગ્યા કરે છે ગાયને છોડવવા મારો નિરન્તર પ્રયત્ન છે જો મેં અત્યારે ઇસ્લામને બચાવવા મારો પ્રાણ અર્પ્યો છે તો તે ગાયને બચાવવા સારુ. હુ મુસલમાનોની

જોડે વેપાર કરવા નથી ઇચ્છતો, તેથી હુ ગોવધની વાત નથી કરતો. મારી પ્રાર્થના ઇશ્વિર પ્રત્યે છે. મારું હૃદય તે જ જાણે છે. ખાનદાનીનો બદલો ઇશ્વિર ખાનદાનીથી જ આપે છે ઇસ્લામને બચાવતાં હુ ગાયને બચાવી જ લઇશ એવી માન્યતાથી, હુ ખિલાફ્તને સારુ મારો પ્રાણ આપુ, તેમાં ગાયનો બચાવ આવી જાય છે, એવો મારો વિશ્વાસ છે'

જ્યા સુધી હુ મુસલમાનોનો પ્રેમ ન મેળવી શકુ ત્યા સુધી અગ્રેજોને હાથેથી ગાયને ન બચાવી શકુ મારો સર્વ પ્રયત્ન ગોવધ અટકાવવા સારુ છે એમ ભાઈ નરીમાનને માની લેવા વીનવુ છુ. જે ગાયને બચાવવા ખાતર પ્રાણ હોમવા તૈયાર નથી તે હિદુ નથી. જ્યાં સુધી હિંદુસ્તાનનો શુદ્ધ બચાવ હિદુ, મુસલમાન અને ખ્રિસ્તી તરફથી નથી થતો ત્યાં લગી હિદુ નામના જ છે પણ હુ ગાયને બચાવવાની ખાતર મુસલમાનને અથવા તો ખ્રિસ્તીને ન મારું, પણ તેના રક્ષણ અર્થે હૂ મરુ, એ મને મારો અહિંસાધર્મ શીખવે છે ઇશ્વિરના દરબારમાં શુદ્ધ બલિદાન જ કામ આવે છે. હુ શુદ્ધ થવા પ્રયત્ન કરી રહ્યો છુ. તે શુદ્ધિમા જોડાવા બીજા હિદુઓને અને હિદુસ્તાનનાં બધાં સંતાનોને વીનવી રહ્યો છુ. ભાઈ નરીમાનને પણ ગોવધ દુ ખ દે છે. તેમને હુ આ આત્મશુદ્ધિના યજ્ઞમાં જોડાવા નોતરુ છુ.

તા. ૨૪-૪-'૨૧

# ૧૫

# બહુમતી

મ્યુનિસિપાલિટીમાં કે બીજી કોઈ જાહેર સંસ્થામાં ધર્મના સવાલોનો નિકાલ બહુમતીથી થઈ શકે ખરો? ધારો કે હિન્દુ મુસલમાન પારસી સભાસદો મળી બહુમતે એવો ઠરાવ કરે કે, હિન્દુ શાળાઓમાં અંત્યજ બાળકોને દાખલ કરવાં. ધારો કે કેવળ હિન્દુ મત જ લેવામાં આવ્યા હોત તો તે ઠરાવ ઊડી જાત. આવી સ્થિતિમા ઉપર મુજબ થયેલો ઠરાવ વાજબી ગણાય? મને તો લાગે છે કે, વાજબી ન ગણાય એટલુ જ નહિ, પણ તેવા ઠરાવ કરવાથી સુધારો જ અટકે. હિન્દુ સમાજસુધારો કઈ વિધર્મીઓના મતોથી થઈ શકે? અસ્પૃશ્યતા પાપ છે એવું જ્ઞાન ઘણા હિન્દુઓને થવું જોઈએ. તેમા બીજાનો મત કશા કામનો નથી. આ વાત સ્વયંસિદ્ધ ગણાય

તે જ પ્રમાણે, મુસલમાનોએ ગોરક્ષા કરવી કે નહિ તેનો નિર્ણય મિશ્ર સમાજ બહુમતે ન જ કરી શકે. તે

ઠરાવ તો કેવળ મુસલમાનો જ બહુમતે પસાર કરી શકે જ્યારે હિંદુ-મુસલમાનોનાં મન ખાટા થયા છે ત્યારે, જે સવાલને ધર્મની સાથે કશો સંબંધ નથી તે પણ ધર્મનો સંબંધ ધરાવનારો ગણાઈ ગયો છે નાના વાછરડાંની કતલ ન થવી જોઈએ એને સારુ ધર્મશાસ્ત્રના આધારની જરૂર ન હોય. તેવા આર્થિક નિયમની સામે કોઈ ધર્મ ન હોય, નથી. પણ મુસલમાન ભાઈનુ આળું ને વહેમી મન આમા, આંગળી અપાય તો કોણીની માગણીનો ભય જુએ છે. તેથી, હુ જો મ્યુનિસિપાલિટીનો સભ્ય હોઉ તો, જ્યાં સુધી મુસલમાનોની બહુમતી વાછરડાને બચાવવામાં ન મળે ત્યાં સુધી હુ મને પોતાને ચુસ્ત હિદુ માનનો છતો, તેનાં સૂક્ષ્મમા સૂક્ષ્મ શાસનો શોધતો ને તેનુ સંપૂર્ણ પાલન કરવા ઇચ્છતો છતો, ગોમાતાનો પૂજારી હોવા છતા, તેને સારુ મારું શરીર દેવા સદાય તૈયાર હોવા છતાં,—હુ મારો મત મુસલમાન ભાઈની ઉપરવટ થઈને ન દઉ.

મારે ગાય બચાવવી છે તે હુ તેઓનો વિરોધ કરીને નહિ બચાવી શકુ, કેવળ તેઓના હૃદયમા પ્રવેશ કરીને જ બચાવી શકીશ તેઓની ઉપર હું બળાત્કાર નથી કરવા માગતો એ સિદ્ધ કરવા સારુ, વાછરડાને બચાવવાનો આર્થિક કાયદો પણ, જો હુ તેમને રીઝવી ન શકુ તો, જરૂર જતો કરુ.

તા. ૨૭-૪-'૨૪

# ૧૬

# ગોવધ

[ હિંદુ–મુસલમાન વિખવાદના બે કાયમનાં કારણો: ગોવધ ને મસ્જિદ આગળ વગાડાતા વાજાં. તે વિષે ચર્ચા કરતા ગોવધ વિષે જે લખેલુ તે ભાગ અહીં લીધો છે. —પ્રકાશક]

પહેલુ ગોવધનુ ગોરક્ષાને હુ હિંદુધર્મનુ પ્રધાન અંગ ગણુ છુ. પ્રધાન એટલા સારુ કે ઉચ્ચ વર્ગો તેમ જ આમપ્રજા બન્નેને એ સામાન્ય છે છતાં આ બાબત પર એકલા મુસલમાનો સામે જ આપણો જે સદાય રોપ રહે છે તે હુ કેમે કરીને સમજી શક્યો નથી અંગ્રેજોને વાસ્તે દરરોજ કેટલીયે ગાયોની કતલ થાય છે પણ એ વિષે તો આપણે ભાગ્યે જ કદી શબ્દોચ્ચાર સરખો કરીએ છીએ માત્ર કોઈ મુસલમાન ગાયની કતલ કરે છે ત્યારે જ આપણે ક્રોધથી લાલચોળ થઈ જઈએ છીએ ગાયને નામે જેટલા ટંટાઓ થયા છે એ એકેએકમાં નર્યો ગાંડપણભર્યો શક્તિક્ષય થયો છે. એથી એકે ગાય બચી નથી ઊલટુ મુસલમાનો વધારે આગ્રહી બન્યા છે, અને પરિણામે વધારે ગાયો કપાવા લાગી છે. મેં જોયુ છે કે, ૧૯૨૧ની સાલમાં મુસલમાનોના સ્વયંપ્રેરિત અને ઉદાર પ્રયત્નથી જેટલી ગાયો બચી હતી તેટલી, કહો કે અગાઉનાં લગભગ વીસ વરસ દરમ્યાનના હિન્દુઓના પ્રયત્નથી નહિ બચી હોય.

ગોરક્ષાનો પ્રારંભ તો આપણે જ કરવો રહ્યો છે. હિંદુસ્તાનમાં ઢોરોની દુર્દશા છે તેવી દુનિયાના બીજા કોઈ પણ ભાગમાં નથી હિંદુ ગાડાંવાળાઓને પોતાના થાકીને લોથ થયેલા બળદોને નિર્દયપણે આરવાળી પરોણીથી હાંકતા જોઈ મેં આંખમાથી આંસુ ઢાળ્યાં છે આપણા અધભૂખ્યા રહેતા ઢોરો આપણી જીવતીજાગતી નામોશી છે. ગાયોની ગરદનો કસાઈની છૂરીનો ભોગ થાય છે, કારણ આપણે હિન્દુઓ ગો-વિક્રય કરીએ છીએ.

આ સ્થિતિમા એકમાત્ર સગીન અને શોભાભર્યો ઉપાય એ જ છે કે, મુસલમાનોના હૃદય આપણે જીતી લેવાં અને ગાયનુ રક્ષણ કરવાનુ તેમની ખાનદાની પર છોડી દેવુ ગોરક્ષા મંડળીઓએ ઢોરોને ખવડાવવા તરફ, તેમના પર ગુજરતું ઘાતકીપણુ અટકાવવા તરફ અને ગોચરોની જમીનોનો દિવસે દિવસે થતો જતો લોપ અટકાવવા તરફ, ઢોરોનો ઉછેર સુધારવા તરફ, ગરીબ ગોવાળો પાસેથી તેમને ખરીદી લેવા તરફ અને હાલની પાંજરાપોળોને દૂધની આદર્શ સ્વાશ્રયી ડેરીઓ બનાવવા તરફ ધ્યાન દેવું ઘટે. ઉપર જણાવેલી બાબતોમાંની એક પણ કરતાં જો હિંદુઓ ચૂકે તો તેઓ ઈશ્વર તેમ જ મનુષ્ય સન્મુખ ગુનેગાર ઠરશે. મુસલમાનોને હાથે થતો ગોવધ જો તેઓ ન અટકાવી શકતા હોય તો તેમાં કઈ તેમને માથે પાપ નથી ચડતુ, પણ જ્યારે ગાયને બચાવવા ખાતર તેઓ મુસલમાનની સાથે કજિયો માંડે છે ત્યારે તેઓ અવશ્ય ભારે પાપ કરે છે.

તા. ૨૯-૫-'૨૪

# ૧૭

# ગોવધ કેમ અટકે

('સાચી ગોરક્ષા' નામની શ્રી. મહાદેવ દેશાઈની નોંધ)

મુંગેરમા ભરાનારા બંગાળ બિહાર અને ઓરિસ્સાના ગોશાળા અને પાંજરાપોળ સંમેલનના માનદ મત્રીને ગાંધીજીએ જે પત્ર લખ્યો છે તેમા ગોરક્ષાનુ રહસ્ય નવી જ રીતે મુકાયુ છે. મત્રીએ ગોરક્ષાને લગતી એક યોજના મોકલી હતી તેને મોળી જણાવી, ગોશાળાઓ તેમ જ પાંજરાપોળોનુ કેવી રીતે પરિવર્તન કરીએ તો તે સાચી ગોરક્ષાસંસ્થાઓ બને, તે ગાંધીજીએ આ પ્રમાણે જણાવ્યુ છે.

'ગોવધ કેવળ શહેરોમાં જ થાય છે અને તે રોકવાનો કેવળ એક જ રસ્તો છે. તે એ કે પશુ ખરીદવામાં કસાઈઓને પહોંચી વળવું આ તો ત્યારે જ થઈ શકે કે જ્યારે આપણે પશુ ખરીદીએ તે ઉપર જેટલો ખરચ થાય તે બધો આપણે તેમાંથી જ પાછો પેદા કરી શકીએ. અને એ ત્યારે જ થાય કે જ્યારે આપણે પોતે ડેરીઓ

ચલાવીએ અને, ધાર્મિક દષ્ટિએ, મૂએલાં ઢોરનાં ચામડાં વગેરેનો વેપાર કરીએ. જેમ ગાયનુ દૂધ પીવું સ્વીકારીને આપણે ગોમાસભક્ષણમાંથી બચ્યા અને તે કારણે દૂધને પવિત્ર માન્યુ, તે જ રીતે હવે ગાય અને બળદને કતલ થતા બચાવવાને ખાતર, મૂએલા ઢોરનાં ચામડા હાડકા ઇત્યાદિનો ઉપયોગ ધાર્મિક અથવા પવિત્ર સમજીને આપણે કરવો જોઈશે. એટલે આપણી આગળ બે વાતો રજૂ થાય છે·

૧. ડેરી અથવા ચામડાં કેળવવાનું શાસ્ત્ર સમજનારાઓની મદદ લેવી; અને

૨ મૂએલાં ઢોરનાં ચામડાં હાડકાં વગેરેના વેપારને લોકો આજે અજ્ઞાનવશ હોઈ દોષિત સમજે છે તે જ વેપારને જ્ઞાન દ્વારા નિર્દોષ જ નહિ બલકે પુણ્યકાર્ય સમજવો.

જો આ દષ્ટિ સાચી હોય તો ગોશાળાઓ તેમ જ પાંજરાપોળોને આપણે એવી રીતે ચલાવવી જોઈએ કે જેથી તે ગોશાળાઓ અને પાજરાપોળો ડેરીઓ તેમ જ ચર્માલયો બની જાય. ગોરક્ષાનુ કામ આજકાલ નીરસ થઈ ગયુ છે તેનું કારણ તો એ છે કે, લાખો રૂપિયાના ફંડ ગોરક્ષાને નામે એકઠાં થતાં છતાં, સંખ્યાની દષ્ટિએ આપણે આજ સુધી એક ટકો પણ ગાય બચાવી શક્યા નથી, પણ ગોરક્ષાશાસ્ત્રના જ્ઞાનના અભાવને લીધે ગાય સસ્તી થઈ ગઈ છે અને તેથી તેનો વધ વધારે થાય છે.'

તા. ૧૪-૩-'૨૬

## ૧૮

# ગોધનનું રક્ષણ

પણ જોકે રેંટિયો એ ગામડાની આબાદીનુ કેદ્ર છે, છતા એમાં બધુ આવી જતુ નથી. જો આપણાં ઢોર આપણા પર આર્થિક બોજો થઈ પડે તો આપણે ટકી શકવાના નથી. રજત-મહોત્સવના માનપત્રના ઉત્તરમા મહારાજા સાહેબે મૂગા પ્રાણીઓ વતી જે ઉદાત્ત વિનતિ કરી છે તે તમે સૌએ ધ્યાનમા લીધી છે કે નહિ એ હું જાણતો નથી. એ સુંદર શબ્દો હુ અહી ઉતારુ છુ·

"મારી પ્રાર્થના છે કે એવી જ (ભ્રાતૃભાવની) વૃત્તિ મૂગાં પ્રાણીઓ પ્રત્યે પણ ઉપજે, અને મનુષ્યેતર પ્રાણીઓ પ્રત્યે, અને ખાસ કરીને જેમને આપણે પવિત્ર ગણીએ છીએ તેમની પ્રત્યે, તેમની મૂક લાગણીઓને સારુ વધારે ને વધારે દયાભાવથી વર્તવાની કાળજી રાખીએ."

મહાપુરુષો તો સાનમા વાત કહી દે છે આમા મહારાજા સાહેબે એ ઇચ્છા વ્યક્ત કરેલી હુ જોઉં છુ કે, મહારાજાની મુસલમાન, ખ્રિસ્તી અને આદિકર્ણાટક પ્રજા સ્વેચ્છાપૂર્વક ગાયને અને એની સતતિને વધમાંથી બચાવે

પણ મારા નમ્ર મત પ્રમાણે, ઢોરની રક્ષાનો આ પ્રશ્ન કઠણ ચિતન વિના અને એથીયે વધારે કઠણ મહેનત વિના ઊકલવાનો નથી. મારી ખાતરી છે કે, ગોવધ એ આર્થિક દૃષ્ટિએ હાનિકારક થઈ પડે એવી સ્થિતિ ઉપજાવી શકાય એમ છે. આજે તો ગોવધ એ આર્થિક દૃષ્ટિએ અવશ્ય

લાભદાયક છે. આ અનિષ્ટ એવું છે કે એને કોઈ ખાનગી વ્યક્તિ કે સસ્થા પહોચી ન શકે. એ વસ્તુ મુખ્યત્વે સરકારના જ હાથની છે. એમા લોકોને ઢોરઉછેરની, દુગ્ધાલયો ચલાવવાની, અને ખૂંટની પસંદગીની કેળવણી આપવાની જરૂર છે. મારા નમ્ર મત પ્રમાણે, આખી પ્રજા જોડે દૃઢતાથી અને જ્ઞાનપૂર્વક કામ લઈને ગોધનનુ રક્ષણ કરવુ એ રાજ્યની ફરજ છે રાજ્યના બાળકોને અને લોકોને નીરોગી ને સસ્તું દૂધ મળે એવી વ્યવસ્થા કરવી એ રાજ્યની પ્રાથમિક ફરજોમાની એક છે એમ હુ માનુ છુ જેમ ટપાલની ટિકિટોની કિંમત બધે એકસરખી છે, તેમ દૂધની કિમત અને જાતનુ એક જ પ્રમાણ બધે ચાલુ કરવુ જોઈએ, એમ ગ્લેચફર્ડે કહ્યુ છે, તેમા મારી સપૂર્ણ સમતિ છે

મ્હસૂરમા મરેલા ઢોરનાં ચામડાંનુ શુ થાય છે એ તમારામાના ઘણાને ખબર હોય એમ હુ નથી માનતો. મારી જેમ તમે એનો અભ્યાસ કરશો તો ઘણી દુ:ખદ વસ્તુઓથી તમારી આખો ઉઘડી જશે આપણા પગરખાં કતલ થયેલાં ચામડામાંથી બને, અને મરેલાં ઢોરના ચામડા દર વરસે નવ કરોડના હિન્દુસ્તાનથી પરદેશ ચડે, એ શું શરમની વાત નથી ? એ ક્ષેત્રમાં ચામડાં કેળવવાની કળાને યોગ્ય સ્થિતિએ પહોચાડવાનુ કામ એટલુ પડેલુ છે કે, કસાયેલા રસાયણશાસ્ત્રીઓની આખી ફોજ એમાં રોકાઈ શકે અને પોતાને તેમ જ દેશને ફાયદો કરે. એમાં પણ ઢોરના સવાલના આ અતિ અગત્યના વિભાગને રાજ્ય જ પહોચી શકે એમ છે.

('રામરાજ્ય બનાવો' માથી.) તા. ૪-૯-'૨૭

## ૧૯

# ચામડાનું અર્થશાસ્ત્ર

## (‘ચાઇબાસાની ગોશાળા’ એ નોંધ)

ચાઇબાસા એક નાનુ ગામ છોટાનાગપુર પ્રાંતમાં છે. ત્યાનું દૃશ્ય સુંદર છે. હવાપાણી સારા છે. ત્યાંની ગૌશાળા જોવા મને લઈ ગયા હતા. ત્યાંના મંત્રી ઉત્સાહી છે. તેમના વિચાર ઉદાર છે, પણ દાની લોક તેમના વિચારનો અમલ થવા દેતા નથી. જે ટીકા મેં બીજી ગોશાળાને વિષે કરી તે અહીં પણ લાગુ પડે છે. આ ગોશાળા ૨૭ વર્ષથી ચાલે છે. તેટલા સમયમાં દોઢ લાખ રૂપિયાનું દાન મળ્યું ને ૧૦૦૦૦ ઢોરનુ પાલન થયુ. પ્રતિવર્ષ ૨૦૦ થી ૩૦૦ ઢોરનુ પાલન થાય છે. પણ આટલા કાર્યથી સંતોષ ન જ માની શકાય. ૨૭ વર્ષમાં તો, જો પદ્ધતિસર ગોશાળા ચાલે તો તે લગભગ સ્વાશ્રયી બને. અહી દૂધ ઇત્યાદિ થાય છે. પણ એક જ માણસ કેટલુ કરી શકે? ગોશાળાશાસ્ત્રના જાણનાર ન હોય ત્યાં લગી જાનવરોની પરીક્ષા વગેરે કેમ થઈ શકે?

## ચામડાનું અર્થશાસ્ત્ર

આ ગોશાળામાં વિશેષ ખબર તો એ મળી કે, આ મૂએલાં ઢોરને એમને એમ આપી દેવામાં આવે છે તેના ચામડાની કિંમત જ નથી લેવાતી જેમ જેમ હું ઊંડો ઊતરતો જાઉં છું તેમ તેમ જોઉં છું કે, મૂએલી ગાયોના ચામડાં ઇત્યાદિનો ઉપયોગ ગોશાળાની મારફત ન કરવાથી આપણે ગોવધને ઉત્તેજન આપીએ છીએ ને ગોરક્ષા કરવાની આપણી શક્તિ ઓછી કરીએ છીએ ગોસેવકોનું એક મહાન કાર્ય તો આ છે જ કે, તેઓ મૂએલાં જાનવરોનાં ચામડાનો વ્યાપાર ન કરવા વિષેનો વહેમ દૂર કરે. એક મૂએલું જાનવર એક જીવતી ગાયને લગભગ બચાવે છે. આના અર્થશાસ્ત્રનો હું ઊંડો અભ્યાસ કરી રહ્યો છું. પણ અધૂરો અભ્યાસ પણ એટલું તો સિદ્ધ કરી આપે છે કે, આ ચામડાંનો ઉપયોગ આપણે સીધી રીતે નથી કરતા, તેથી એક મૂએલા ઢોર દીઠ ઓછામાં ઓછા દશ રૂપિયા આપણે ગુમાવીએ છીએ. છેવટે પણ એ ચામડાનો ઉપયોગ તો આપણે જ કરીએ છીએ.

તા. ૨૭–૯–'૨૫

## ૨૦

# ગોરક્ષા મંડળો

ભાઈ જીવરાજ નેણશી લખે છે:

"આપે 'નવજીવન'માં ગોરક્ષા માટે લખ્યું છે. વળી ભાઈ વાલજી ગોવિંદજીની લેખમાળા પણ છપાય છે. વળી આપે અખિલ ભારતવર્ષ ગોમંડળની સ્થાપના કરી છે. હાલમા દેશમા જે પાંજરાપોળો અને ગોશાળાઓ છે તેમાં કેટલાક સાર્વજનિક ફંડથી નભે છે, પણ કેટલાંક ધર્માચાર્યો, મંદિરો, સાધુઓ મારફત જાહેર નાણાથી નભે છે, પણ વ્યવસ્થાની ખૂબ ખામીઓ જણાય છે. પાગળાં ઢોરોને સાચવવા સિવાય તેમનો ઉદ્દેશ હોતો નથી. આવી રીતે સેંકડો વર્ષોથી જાહેર નાણાઓ ખર્ચાયાં જાય છે, છતાં પરિણામે કાઈ જ લાભ નથી, કારણ કે, નથી ઢોરોની જાત સુધરતી કે નથી કતલખાના બંધ થતાં. એટલું જ નહિ પણ દૂધ દિવસે દિવસે મોઘું અને ભેળવાળુ મળે છે. મુંબઈ શહેરમા પાંજરાપોળ, ગોરક્ષણ મંડળ, જીવદયા, પ્રાણીરક્ષક મંડળ વગેરે ઘણી મંડળીઓ છે. ધર્મને નામે પ્રતિવર્ષ લાખો રૂપિયા ખર્ચે છે, છતાં પરિણામમા મીંડું છે. હુ એમ માનુ કે, જ્યાં સુધી બની શકે ત્યાં સુધી આ મંડળોનો ઉદ્દેશ સામાન્ય રહેવો જોઈએ છે. વળી તંદુરસ્ત ઢોરો રાખી ચોખ્ખુ દૂધ પ્રજાને આપી તેની પેદાશમાથી પાગળા ઢોરોને નભાવવા જોઈએ કે જેથી ભેંસોના તબેલા વગેરેમા આવતાં ઢોરો કમી થાય, અને તે ઢોરો નકામાં થયે કસાઈખાને વેચાતાં બંધ પડે; તો જ કતલખાના કમી થાય આ બાબત જે જે મુખ્ય શહેરોમા આવા મંડળો હોય તેનું એક સમેલન કરી એક મુખ્ય મંડળ

નિભાવું જોઈએ અને તે શહેરને સસ્તું અને ચોખ્ખું દૂધ પૂરું પાડે એવી યોજના કરી મ્યુનિસિપાલિટીની મદદ સાથે તંદુરસ્ત ઢોરો સારી સંખ્યામાં રાખવાની પ્રથમ જરૂર મને લાગે છે. આ બાબત આપનો અભિપ્રાય જાણવા મારી ઇચ્છા છે."

આ સૂચના નવી નથી. અખિલ ભારત ગોરક્ષા મંડળ આ ઉદ્દેશથી જ સ્થપાયું છે. પણ જેમ જેમ હું અનુભવ લેતો જાઉં છું તેમ તેમ બધી સંસ્થાઓને એકત્રિત કરવાની અને એક નિયમ નીચે લાવવાની મુશ્કેલીઓ અનુભવતો જાઉં છું. જેટલાં મંડળોનાં નામઠામ હાથ આવ્યાં તેમની પાસેથી હકીકતો મંગાવી છે. તે પણ જૂજ સંસ્થાઓ પાસેથી મળી છે. તેઓ હકીકત મોકલવા નથી ઇચ્છતા એવું નથી, પણ આળસ, બેદરકારી અથવા શરમને લીધે નથી મોકલતા. શરમ અવ્યવસ્થાની છે. કેમકે મેં એવી સંસ્થાઓ જોઈ છે કે જ્યાં વ્યવસ્થા કે હિસાબ પૂરાં નથી. કેટલીક જગ્યાએ વ્યવસ્થાપક એવા અભણ હોય છે કે તેઓમા બધી હકીકત પૂરી પાડવાની શક્તિ જ નથી.

હિંદુસ્તાનમાં ૧૫૦૦ ગોશાળાઓ છે એમ કહેવાય છે. એટલી શાળાઓ સુવ્યવસ્થિત થઈ ડેરીઓ બને તો દેશમાં ગોરક્ષાનો પ્રશ્ન ઘણો સરળ થઈ જાય એમા શંકા નથી. પણ આ કાર્ય કઈ રીતે થાય? બિલાડીને ગળે ઘંટ કોણ બાંધે? હું તો એટલુ જ કહું કે, બધી સંસ્થાઓમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાની જરૂર છે. આદર્શ દુગ્ધાલય અને ચર્માલય ન નીકળે ત્યા લગી નિયમ ગોઠવવા એ પણ મુશ્કેલ છે. આ કાર્ય અ૦ ભા૦ ગોરક્ષા મંડળે છોડયું નથી.

તા ૨૩-૫-'૨૬

## ૨૧

# આમ ગોરક્ષા થાય?

એક ગોસેવક લખે છે:

"મેં એક ગોશાળાની મુલાકાત લીધી તેમા આશરે ૪૫૦ ઢોરો છે. ખર્ચ દર વર્ષે ૨૦ થી ૨૫ હજાર છે. આવક ૧૫ થી ૨૦ હજાર. છેલ્લા ત્રણ વર્ષમાં આવક કરતા ખરચ ૧૧ હજાર વધુ રહ્યું છે. ૪૫૦ ઢોરોમાથી દૂધ દેનારી ગાયો માત્ર દસ છે. નાના વાછરડાંને મોટા કરે છે અને દૂધ આપવા જેવા થાય ત્યારે ગામના ભાઈઓ પૈસા દીધા વિના તેને લઈ જાય છે. એટલે દાન દેનારાઓને ખર્ચે વાછરડા મોટા થાય અને દૂધ દેવા જોગ થાય એટલે વગર પૈસે સ્થાનિક લોકોમા જાય. સ્થાનિક લોકો પાસેથી તો ગોશાળાને કંઈ જ ન મળ્યું હોય."

આ હકીકત દુઃખદેણ છે. અને આ પ્રમાણે ઘણી ગોશાળાઓનું ચાલતું હશે ૧૫૦૦ ગોશાળા એ નાનીસૂની વસ્તુ નથી એટલી ગોશાળા સુવ્યવસ્થિત રીતે ચાલતી હોય, તેનુ એક તંત્ર હોય તો તેની મારફતે હજારો ઢોર નભે, કરોડોનુ ધન વધે અને ગોરક્ષાની ચાવી આપણને હાથ લાગે. મજકૂર ગોશાળામા ૧૧ હજાર રૂપિયાની ખોટ ન જ આવવી જોઈએ એક પણ વાછરડાનુ દાન થાય જ નહિ. જો આ જ ગોશાળા આદર્શ દુગ્ધાલય બને તો તે જ ગામને સસ્તુ દૂધ મળે, ઘી મળે, અને તેની જ સાથે ચર્માલય

ચાલતુ હોય તો લોકોને પગરખાં વગેરે ચામડાંની આવશ્યક વસ્તુઓ મળે. આજ તો પૈસાના પૈસા જાય છે અને એક પણ ગાય કતલખાને જતી બચતી નથી. એટલે ગોશાળાઓનું કામ અતિ સંકુચિત બની રહ્યુ છે. ગોશાળા એટલે અપગ ઢોરોની જેવી તેવી રક્ષા.

આપણે કંઈ વેપાર કરવો હોય તો તેને અંગે પૈસા આપીને કુશળ માણસોને રાખીએ. ખોટ જતી હોય તો તેનાં કારણો તપાસીએ, નિત્ય નવા સુધારા કરીએ, અને જ્યાં સુધી ખોટ જતી હોય ત્યાં સુધી જપીએ નહિ. ગોશાળાનો હેતુ નાનોસૂનો વેપાર કરવા પૂરતો નથી, ગોરક્ષાનો મહાન ધર્મ પાળવાનો છે. પણ તે કાર્ય ઘણે ભાગે બિનઅનુભવી માણસોની મારફતે, તેઓના બચતા વખતની અંદર આપણે કરાવીએ છીએ આવી રીતે કામ કરનારા માણસો પોતાના મનને છેતરી તેઓ સેવાધર્મ પાળે છે એમ માની લે છે. દાન કરનારાઓ ગોરક્ષા થાય છે એમ માની પોતાના મનને છેતરે છે અને ધર્મને બહાને લાખો રૂપિયાનો નિરર્થક વ્યય થાય છે. મજકૂર ખબરપત્રીએ જો નીચેની વિગતો પૂરી પાડી હોત તો આ ગોશાળાનું નિરીક્ષણ વધારે કરી શકત. (૧) અપંગ ઢોરોની સખ્યા, (૨) દૂધ દેનારી ગાયભેંસોની સંખ્યા, (૩) રોજના દૂધનું માપ, (૪) વાછડા—નર અને માદાની સંખ્યા, (૫) બળદ પાડાની સંખ્યા, (૬) જમીનનું ક્ષેત્રફળ, (૭) ગોશાળા ગામમાં છે કે ગામ બહાર, (૮) ઢોરોના મરણની સંખ્યા, (૯) મૂએલાં ઢોરની વ્યવસ્થા

તા ૬-૬-'૨૬

## ૨૨

# અપંગ ઢોરોનું શું?

એક ગોસેવક લખે છે:

"ગોરક્ષાનો પ્રશ્ન તમે જે રીતે ઉપસ્થિત કર્યો છે તે છેલ્લાં પચાસ વર્ષોથી બનેલી ઘટનાઓના પરિણામે છે એમ હું સમજું છું. તેનું વાસ્તવિકપણું પ્રત્યક્ષ છે. દૂધાળાં ઢોરનું એ જ રીતે રક્ષણ થઈ શકે. પણ આપણા દેશની પાંજરાપોળોની સ્થાપનાના મૂળમાં જુદી જ ભાવના રહેલી છે. તેનો હેતુ તો એ છે કે અપંગ ઢોરો, જેનું પાલન કોઈ ન કરે, તેનું પાલન પાજરાપોળોમાં કરવું. દૂઝણા ઢોરોને તો લોકો પોતાના સ્વાર્થની ખાતર પણ સંભાળી લે. તમારી યોજનામાં અપગ અથવા વસૂકી ગયેલા ઢોરોને સારુ સ્થાન છે કે નહિ, એ બરોબર સમજાયું નથી. કેટલાક કહે છે કે, દૂબળા ઢોરોને બચાવવામાં જેટલું દ્રવ્ય જાય છે તે વ્યર્થ છે, કેમકે તેટલું દૂઝણાં ઢોરોને ઓછુ મળે છે. તમારો પણ એવો જ અભિપ્રાય છે? અને જો એમ જ હોય તો જીવદયાનો શો અર્થ? જેમ આપણે ઘરડાં કે અપગ થયેલાં માબાપનો ત્યાગ નથી કરી દેતા, તેમ જેણે જિંદગીભર માનવજાતિની સેવા કરેલી છે તે ઢોરો જ્યારે સેવા ન આપી શકે ત્યારે તેમનો ત્યાગ આપણે કરી શકીએ?"

મારા લેખો જેમણે ધ્યાનપૂર્વક વાચ્યા હોય તેમના મનમાં મારા વિચારોને વિષે પ્રશ્ન ઊઠી જ ન શકે, કેમકે અપગ જાનવરોને નાખી દેવાની કલ્પના સરખીયે

મારાથી થઈ શકે તેમ નથી. આવાં ઢોરોની રક્ષા કરવાનો બધાનો ધર્મ છે એમ હું માનું છું. પણ એટલેથી જીવદયાની હદ પૂરી થતી નથી એમ મેં અનેક વેળા બતાવ્યું છે. ગોરક્ષાનો અર્થ બહુ વિશાળ છે; ને કેવળ દૂબળાં ઢોરોની રક્ષા કરીને જ આપણે ગાયભેંસો પ્રત્યેનો આપણો ધર્મ પૂરો કરી શકતા નથી.

ગોરક્ષા એટલે ઢોરમાત્રની જે અનાવશ્યક કતલ આજે ચાલી રહેલી છે તેનો ધાર્મિક રીતે, એટલે કોઈ પણ મનુષ્યને નુકસાન પહોંચાડયા વિના, થતો અટકાવ. અત્યારે તો આપણે આપણા અજ્ઞાનને લીધે અથવા આપણી ધર્માંધતાને લઈને ગોરક્ષાનો અતિશય સંકુચિત અર્થ કરી મૂકેલો છે. અને તેથી આપણી નજર આગળ થતી અનાવશ્યક કતલને આપણે જોઈ અને સાંખી રહ્યા છીએ. થોડી જ સમજથી, અલ્પ ત્યાગથી, વ્યવહારજ્ઞાન મેળવીને આપણે અસંખ્ય ગાયભેંશોને બચાવી શકીએ છીએ અને હિંદુસ્તાનના ધનની રક્ષા કરી શકીએ છીએ. એ વસ્તુ આ પાનાંઓમાં બતાવવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે. આ રક્ષામા દૂબળાં ઢોર તો સહેજે સહેજે બચી જાય છે. અત્યારે દૂબળાં ઢોર આપણે માથે પડે છે અને તેથી તેની સાચી રક્ષા નથી થતી એમ કહીએ તોપણ ચાલે જ્યારે આપણે ગોરક્ષાના પ્રશ્નોનો જ્ઞાનપૂર્વક નિકાલ કરીશુ ત્યારે આવાં ઢોરોની રક્ષા આપણે સુંદર રીતે કરી શકવાના છીએ એવો મારો દૃઢ વિશ્વાસ છે.

તા. ૧૩–૯–'૨૬

## ૨૩

# ખસી કરવાનો ધર્મ

એક નવયુવક પૂછે છે કે, જોકે તે જાણે છે કે આખલાની કિંમત કંઈ નથી ગણાતી, જ્યારે ખસી કરેલ બળદની કિંમત ખેડૂતો પુષ્કળ આપે છે, છતાં આખલાને ખસી કરવામાં પાપ મનાય છે તેનું શું?

આ પ્રશ્નની ચર્ચા તો 'નવજીવન'માં થઈ ગઈ છે. પણ તે ઘણાને યાદ નહિ હોય. પ્રશ્ન સહેજે ઊઠે એવો છે. ખસી કરવામાં દોષ નથી એમ કહી શકાય તેમ નથી. શાસ્ત્રે તો પૂર્ણ ધર્મ અને વ્યવહારધર્મ બંને શીખવ્યા છે. વ્યવહારધર્મમાં ખસી કરવાની છૂટ છે એટલુ જ નહિ, પણ આજ્ઞા છે. ખસી કરવાની પ્રથા બહુ પ્રાચીન છે; એટલી પ્રાચીન છે જેટલી ગાયનુ દૂધ પીવાની છે. વાંચનારને આટલું પણ જ્ઞાન હશે કે, ઘોડા ઇત્યાદિ જનાવરો જેમનો મનુષ્ય ઉપયોગ કરે છે તેમને પણ આવશ્યક જણાતાં ખસી કરવામાં આવે છે.

વસ્તુસ્થિતિ આ છે· આરંભમાત્ર દોષમય છે. એ દૃષ્ટિએ ખસી કરવાની ક્રિયા દોષમય છે. વાછડાને ખસી કરતા યત્કિંચિત્ પણ દુ:ખ થાય છે, તેથી પણ તે ક્રિયા

દોષમય છે વાછડાને જ્ઞાન અને શક્તિ હોય તો તેને કદી ખસી થાય નહિ, એથી પણ ખસી કરવાની ક્રિયા દોષમય છે.

પણ આપણે આવી વસ્તુનો ઉકેલ સ્વતંત્ર ધર્મ વિચારીને નથી કરતા. પ્રાસંગિક ધર્મ આગગાડીની જેમ તૈયાર કરેલ પાટામાર્ગે સીધો નથી જતો, પણ તેને તો અઘોર જગલમા જ્યાં દિશાનુ પણ ભાન ન હોય ત્યાં માર્ગ કાપવાનો હોય છે. એટલે ત્યાં તો 'એક ડગલુ બસ થાય' બીજું પગલુ ભરતાં અનેક સંજોગોનો વિચાર કરવો પડે, અને પહેલુ પગલુ ઉત્તરમાં જતું હોય ને બીજાને પૂર્વમાં મૂકવું પડે. એમ માર્ગ વાંકો દેખાય છતાં એ જ ખરો હોય, એટલે એ જ સીધો કહેવાય. કુદરત ભૂમિતિશાસ્ત્રને નથી અનુસરતી. કુદરતની આકૃતિઓ અતિસુદર હોય છે, છતાં ભૂમિતિના ઢાળમા પડતી જ નથી.

જો આપણે ગાયનુ દૂધ લેવુ ને બળદથી ખેતી કરવી એ ઇષ્ટ અને આવશ્યક હોય, તો વાછડાને ખસી કરવામા ધર્મ છે, ન કરવામાં અધર્મ છે. આમ જે વસ્તુ સ્વતંત્ર રીતે વિચાર કરતા અધર્મ છે તે પ્રસંગ વિચારતાં ધર્મનુ રૂપ પકડે છે. જો આપણે વાછડાને ખસી ન કરીએ, દુગ્ધાલય ન ચલાવીએ, ચર્માલય ન ચલાવીએ, ગાયનાં હાડકા, ચામડા, આંતરડાં ઇત્યાદિનો વ્યવહારમાં ઉપયોગ ન કરીએ છતાં, ગાયનુ દૂધ પીવા ઇચ્છતા હોઈએ, તો જેમ પશ્ચિમમા ચાલે છે તેમ આપણે ગોમાંસ ખાતા થઈ જવાના અથવા ગોવશનો નાશ થવાનો છે.

હાલ ગોવંશનો નાશ થઈ રહ્યો છે. અનુભવીઓ જાણે છે કે, ગાય પૂર્વે ભૂમિ ઉપરનો ભાર હળવો કરતી હતી;

એટલે કે, ખાતી હતી તેના કરતાં વધારે દેતી હતી. તે ગાય આજે ભારતભૂમિ ઉપર ભારરૂપ થઈ પડી છે, એટલે કે, ખાય છે તેના કરતાં ઓછુ દે છે. તેથી ઘણા અજ્ઞાનને વશ રહીને બેદરકારીથી ભેંસને પાળી ભેંસનુ દૂધ પીતા થયા છે. અસંખ્ય ગાયો કતલ થવાને સારુ ઑસ્ટ્રેલિયા ચડે છે. સંખ્યાબંધ ગાયોની કતલ હિંદુસ્તાનમાં થાય છે ને તેનુ માસ બ્રહ્મદેશ જાય છે. બીજી સંખ્યાબધ વણમોતે મરે છે. વણમોતે મરતી ગાયની સંખ્યા તો કોઈની પાસે છે જ નહિ. બાકીની જે જીવે છે તે મૂઆવાંકે જીવતી જોવામા આવે છે. પૂરું દૂધ નથી આપતી તેથી પૂરો ચારો નથી પામતી.

જો આપણામાં ધર્મમંદતા ન આવી હોય, ધર્મને વિષે બેદરકારી ન આવી હોય, તો આપણે બીજાં શાસ્ત્રોની જેમ ગોસેવાશાસ્ત્રનો પણ રીતસર અભ્યાસ કરીએ, અને પ્રાચીન વહેમો અથવા પ્રાચીન પ્રથાઓ, જેમનો આજે ઉપયોગ ન હોય અથવા જે હાનિકર થઈ પડી હોય, તેમનો ત્યાગ કરીએ.

એટલે, હું તો ઘણા વર્ષો થયાં એ નિર્ણય ઉપર આવ્યો છુ કે, જે વાછડાઓ સારી ગાય ઉત્પન્ન કરવા લાયક ઉત્તમ વંશના ન હોય તેમને બધાને બચપણમા ખસી કરી બળદ તરીકે ઉછેરવા, અથવા બીજાને તેમ કરવા પ્રેરવા, એ પ્રત્યેક ગોસેવકનો ધર્મ છે. કલ્પિત અથવા આદર્શ પણ અશક્ય ધર્મને નામે, સમયાનુસારી આવશ્યક ધર્મને અવગણવો એ પાપ છે

તા. ૨૨-૯-'૨૯

## ૨૪

# મ્હૈસૂરમાં ગોરક્ષા

મ્હૈસૂર રાજ્યે ગોરક્ષાના સવાલની ચર્ચા કરવા માટે એક કમિટી નીમી હતી. તેણે પોતાના પ્રશ્નપત્ર મને પણ મોકલ્યા હતા. તેના ઉત્તરમા મેં જે કાગળ લખ્યો હતો તે કાગળ પ્રસિદ્ધ થયો છે; અને તેની વિરુદ્ધ મ્હૈસૂરની ગોરક્ષા સભાઓ તરફથી કાગળો આવ્યા છે મારા કાગળનો આ ગોરક્ષા સભાઓએ એવો અર્થ કર્યો લાગે છે કે કાયદો કરીને ગોવધ બંધ કરવાની હું સદંતર વિરુદ્ધ છું. તેમના કાગળોથી મને આશ્ચર્ય થયુ, અને હું વિચારવા લાગ્યો કે, શું ભૂલથી અથવા બેદરકારીથી, ગોવધની વિરુદ્ધ કાયદો થઈ જ ન શકે એવો અભિપ્રાય તો મેં મારા કાગળમાં નથી આપી દીધો ને? એટલે ગોરક્ષા કમિટીને લખીને મેં મારા મૂળ કાગળની નકલ મગાવી જે તેણે કૃપા કરીને મોકલી છે એ કાગળમા ગોરક્ષા વિષે મારો નિશ્ચિત મત આપવામા આવ્યો છે એ કારણથી, અને એ કાગળને ગોરક્ષા કમિટીએ કંઈક મહત્ત્વ આપ્યુ છે તેથી, તથા ગોરક્ષા જેવા અગત્યના સવાલની બાબતમા મ્હૈસૂરની પ્રજામાં કંઈક ગેરસમજ ઉત્પન્ન થઈ છે તેથી, તે કાગળ નીચે અક્ષરશ આપુ છુ·

“આપના તા. ૨૭ મી નવેમ્બરના પત્રની પહોંચ સ્વીકારતાં આટલી બધી ઢીલ થઈ એ માટે ક્ષમા ચાહું છું. આપનો પહેલો પત્ર મને વખતસર મળ્યો હતો પણ તે

માત્ર શિરસ્તા મુજબનો જ હશે એમ માની, અને કંઈ ખાસ લખવાનુ નહોતું સૂઝતુ તેથી મે તેનો જવાબ આપ્યો ન હતો. પણ તમારા બીજા પત્ર ઉપરથી જોઉ છું કે તમે મારો અભિપ્રાય મેળવવા આતુર છો. પણ જ્યારે એ પત્ર મને મળ્યો ત્યારે હું એટલા બધા કામથી ઘેરાયેલો હતો કે, તે વેળા માગ વિચાર એકઠા કરી મારો નિશ્ચિત મત બતાવવાનો મને સમય નહોતો મળ્યો. આજે પણ આ પત્ર મારા બિહારના પ્રવાસ દરમ્યાન જ લખી ગયો છુ. હુ આશા રાખું છું કે આ હકીકત ધ્યાનમા લઈને આપ મને જવાબ મોડો આપવા માટે માફી આપશો. કદાચ હવે તમને એનો ઉપયોગ પણ ન રહ્યો હોય. છતા પ્રથમ મે તમારા કાગળનો જવાબ ન આપ્યો તેમા અને હવે આટલો મોડો મોડો જવાબ આપવામાં કશો અવિવેક તો નથી જ એટલુ આપને જણાવવાનો સંતોષ મારા મન સાથે મેળવી લઉ છુ

"ધર્મના વિષયમાં સરકાર વચ્ચે આવે એ મને પસદ નથી. અને હિંદુસ્તાનમાં ગાયનો પ્રશ્ન ધર્મ અને અર્થ બંને સાથે સંબધ ધરાવે છે. અર્થની જ દૃષ્ટિએ વિચારીએ તો, મને કશી શંકા નથી કે, દરેક હિંદુ કિંવા મુસલમાન રાજ્યની પોતાના રાજ્યમા ઢોરનુ રક્ષણ કરવાની ફરજ છે. પણ તમારા સવાલોનો મે બરોબર અર્થ કર્યો હોય તો તેનું તાત્પર્ય એ જણાય છે કે, હિંદુ અને મુસલમાનની વચ્ચે પડી, જે કાર્યને મુસલમાનો ધાર્મિક માને છે તેને માટે થતા ગોવધની ઉપર પણ કંઈ મર્યાદા નાખવાનો રાજ્યને અધિકાર છે કે નહિ. હિંદુસ્તાન જેને હું તેમાં જન્મેલા હિદુઓનો

જ નહિ, પણ તેમાં જન્મેલા મુસલમાન, ખ્રિસ્તી, અને બીજાઓનો પણ દેશ માનું છું, તેવા દેશમાં હિંદુ રાજ્ય પણ પોતાની પ્રજાનો કોઈ પણ ભાગ જેને ધાર્મિક કારણ સમજતો હોય તે કારણને માટે થતો ગોવધ, એ પ્રજાના સમજુ ભાગની બહુમતી મેળવ્યા વિના, ન અટકાવી શકે; માત્ર એ ગોવધ ખાનગી રીતે અને હિંદુઓને ઉશ્કેરવાના અથવા લાગણી દુખવવાના હેતુથી ન થતો હોય. આવી રીતે થતા ગોવધના જ્ઞાનમાત્રથી હિંદુઓની લાગણી દુખાય છે એ વાત તો ચોક્કસ છે. પણ દુર્ભાગ્યે આપણે જાણીએ છીએ કે, હિંદુસ્તાનમાં ઘણી વાર ગોવધ હિંદુઓને સતાવવા અને તેમની લાગણીને જાણીબૂજીને દૂભવવાને માટે પણ કરવામા આવે છે. આવો ગોવધ તો પોતાની પ્રજા માટે જેને જરા પણ દરકાર હોય તેવા દરેક રાજ્યે બંધ કરવો જોઈએ

"પણ મારા અભિપ્રાય પ્રમાણે, ગોરક્ષાના પ્રશ્નનું અર્થશાસ્ત્ર બરોબર સમજાય અને જળવાય તો તેમાં આપોઆપ ધર્મના નાજુક પ્રશ્નનો પણ ઉકેલ થઈ જશે. ગોવધ આર્થિક રીતે જ અશક્ય હોવો જોઈએ, અને અશકચ કરી શકાય એમ છે, જ્યારે દુર્ભાગ્યે જગતમા હિંદુસ્તાન જ એવો દેશ છે કે જ્યાં હિંદુઓ પવિત્ર માને છે એવા પશુનો જ વધ સસ્તામાં સસ્તો થઈ પડયો છે. આ અર્થે હું નીચેના ઉપાયો સૂચવું છું·

૧ રાજ્યે બજારમાં વેચાવા આવતી તમામ ગાયોની વધારેમાં વધારે કિંમત આપીને ખરીદી કરી લેવી.

૨. રાજ્યે પોતાનાં બધાં મુખ્ય શહેરોમા દુગ્ધાલયો ચલાવી દૂધ સસ્તુ વેચવું.

૩. રાજ્યે ચર્માલયો સ્થાપવા, અને ત્યાં પોતાની માલિકીનાં તમામ ઢોરોનાં હાડકા, ચામડાનો ઉપયોગ કરવો; અને પ્રજાની માલિકીનાં ઢોરોમાથી તમામ મરેલા ઢોરો પણ ખરીદી લેવાં

૪. રાજ્યે નમૂનેદાર પંશુશાળાઓ રાખવી, અને પશુઓ ઉછેરવા તથા પાળવાની કળાનુ લોકોને જ્ઞાન આપવું.

૫. સરકારે વિશાળ ગોચરની વ્યવસ્થા કરવી, અને ગોરક્ષાનું શાસ્ત્ર લોકોને સમજાવવાને માટે ઉત્તમોત્તમ તજ્જ્ઞોની સેવા મેળવવી.

૬. આ માટે એક ખાસ ખાતુ ઉત્પન્ન કરવુ, અને એમાં નફો કરવાનો બિલકુલ વિચાર ન રાખતાં, પશુઓની જુદી જુદી ઓલાદમાં અને તેમની રક્ષા આદિની દરેક બાબતમા વખતોવખત થતા સુધારાનો લોકો પૂરેપૂરો લાભ લે એ જ ઉદ્દેશ રાખવો.

"આ યોજનામા એ તો આવી જ જાય છે કે તમામ ઘરડાં, લૂલા, લંગડા અને રોગી ઢોરોની રક્ષા રાજ્યે જ કરવી જોઈએ. બેશક આમાં મોટો બોજો રહેલો છે, પણ એ બોજો એવો છે કે જે દરેક રાજ્યે અને ખાસ કરીને દરેક હિંદુ રાજ્યે ઉઠાવવો જ જોઈએ. આ પ્રશ્નના મારા અભ્યાસ ઉપરથી હું તો એમ ધારું છું કે, શાસ્ત્રીય રીતે દુગ્ધાલય અને ચર્માલય ચલાવવામાં આવે તો રાજ્ય તેમાથી ખાતર સિવાય આર્થિક રીતે નકામા થયેલા ઢોરોને નભાવી શકશે એટલું જ નહિ પણ, બજારભાવે ચામડું, ચામડાનો સામાન, દૂધ અને ઘી માખણ ઇત્યાદિ તથા મરેલા પશુઓમાંથી જે કાંઈ ખાતર વગેરે ઉત્પન્ન થઈ શકે તેનું પણ વેચાણ કરી શકશે. શાસ્ત્રીય જ્ઞાનના અભાવે

અને ખોટી લાગણીને લીધે આ બધી વસ્તુઓ લગભગ નકામી જાય છે, અથવા તેમાંથી વધારેમાં વધારે લાભ નથી ઉઠાવવામા આવતો. આ યોજના વિષે કાંઈ વધારે હકીકત મેળવવાની આપની ઇચ્છા હોય તો મહેરબાની કરીને મને જણાવશો."

ગોરક્ષા સભાઓના સભ્યોની સાથે ચર્ચા કર્યા પછી અથવા તો તેમના પત્રો વાંચી ગયા પછી ઉપરના પત્રમાં જે અભિપ્રાય બતાવવામા આવ્યો છે તેમાં કશો ફેરફાર કરવાની જરૂર જણાતી નથી. વાંચનારે જોયુ હશે કે, મેં ક્યાંયે એમ નથી કહ્યું કે ગોવધની વિરુદ્ધ કોઈ પણ સંજોગોમા કાયદો ન કરી શકાય. મેં તો એટલું કહ્યું છે ખરું કે, ગોવધ ઇચ્છનારી પ્રજાના સમજુ વર્ગના મોટા ભાગની સમતિ વિના ગોવધ બધ કરવાનો કાયદો ન થઈ શકે. આ કારણથી, મ્હૈસૂરની મુસલમાન પ્રજાના સમજુ વર્ગનો મોટો ભાગ જો ગોવધ બધ કરવાના કાયદાની વિરુદ્ધ ન હોય. તો મ્હૈસૂર રાજ્ય તેવો કાયદો વાજબી રીતે કરી શકે છે એટલુ જ નહિ, પણ એવો કાયદો કરવાની તેની ફરજ છે. ગોરક્ષા સભાઓના જે સભ્યો મને મળી ગયા તેમણે મને ખાતરી આપી કે, મ્હૈસૂરમા હિંદુ મુસલમાનોનો સંબધ મીઠો છે, અને મુસલમાનોનો મોટો ભાગ હિંદુઓની જેમ ગોવધ કાયદાથી બધ કરવામાં આવે એમ ઇચ્છે છે. તેમની પાસેથી એમ સાંભળીને પણ હું રાજી થયો કે, ઘણા યુરોપિયનો, ખાસ કરીને મિશનરીઓ, આવા કાયદાની તરફેણમા છે એટલે મ્હૈસૂરમાં ગોવધ બધ કરવાની જ બાબતમા તો, ઉપરની હકીકત સાચી હોય તો, રસ્તો સરળ છે,—રાજ્ય કાયદો કરી ગોવધ બંધ કરે.

પણ મારા પત્રમાં મેં જે લખ્યું છે, અને આ સાપ્તાહિકમા અનેક વાર ભાર મૂકીને જણાવ્યું છે, તે જરા વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે,—તે એ કે, કાયદો કરીને ગોવધ બંધ કરવાથી ગોરક્ષા નથી થઈ જતી; એ તો ગોરક્ષાના કાર્યનો અલ્પમાં અલ્પ ભાગ છે પણ મારા ઉપર જે કાગળો આવે છે, અને ઘણી ગોરક્ષાસભાની પ્રવૃત્તિ વિષે હું જાણું છું, તે ઉપરથી જણાય છે કે, તેઓ તો માત્ર કાયદાથી જ સંતોષ માનીને બેસે એમ છે. આ બધાં મંડળોને હું કાયદાના ઉપર જ મદાર બાંધી બેસવાની વિરુદ્ધ ચેતવવા ઇચ્છું છું. કાયદાની જાળમાં ગૂંગળાઈ રહેલા આ દેશમા હજી વધારે કાયદાને સ્થાન છે ખરું? લોકો એમ માનતા લાગે છે કે કોઈ પણ અનિષ્ટની વિરુદ્ધ કાંઈ કાયદો કરવામા આવ્યો કે તુરત જ બીજી કશી ભાંજગડ વિના તે નાબૂદ થશે. આના જેવી ભયંકર છેતરામણ એકે નથી. કોઈ દુષ્ટ બુદ્ધિના અજ્ઞાન અથવા નાનકડા સમાજની સામે કાયદો કરવામાં આવે છે તો તેની અસર પણ થાય છે, પણ જે કાયદાની સામે સમજુ અને વ્યવસ્થિત લોકમતનો વિરોધ હોય, અથવા ધર્મને બહાને નાનકડા મંડળનો પણ વિરોધ હોય, તો તે કાયદો સફળ ન થાય.

ગોરક્ષાના પ્રશ્નનો જેમ જેમ વધારે અભ્યાસ કરતો જાઉં છું તેમ તેમ મારો મત દૃઢ થતો જાય છે કે, ગામ અને તેની પ્રજાનું રક્ષણ તો જ થઈ શકે કે જો મેં ઉપર જણાવી છે તે દિશામાં ચાલુ અને અનવરત પ્રયત્ન કરવામાં આવે. ઉપર મે જે રચનાત્મક કાર્યક્રમની રૂપરેખા આંકી છે તેમાં સુધારો વધારો કરવાનો અવકાશ હોય અને કદાચ

છે. પણ હિંદુસ્તાનનાં ઢોરને નાશમાંથી બચાવવાં હોય તો વિસ્તૃત રચનાત્મક કાર્યક્રમ વિના તે અશક્ય છે એ વિષે શંકા ન હોવી જોઈએ અને ઢોરની રક્ષા એ હિંદુસ્તાનના કરોડો ભૂખે મરતાં સ્ત્રીપુરુષો, જેમની દશા પણ પોતાનાં ઢોરના જેવી થઈ ગઈ છે, તેમની રક્ષાનુ પહેલુ પગથિયુ છે.

આ તથા એવી બીજી બાબતોમાં આપણાં દેશી રાજ્યો બાકીના હિંદુસ્તાનને માટે દૃષ્ટાંતરૂપ થઈ શકે એમ છે. અને દેશી રાજ્યોમાં પણ શુભ આરંભ કરવાને મ્હૈસૂર રાજ્યના કરતા કદાચ એકે રાજ્ય વધારે લાયક ન ગણાય. મને જેટલી ખબર મળી છે તે મુજબ તો, આ રાજ્યના રાજા લોકપ્રિય છે, અહીંના લોકો સમજુ અને સંસ્કારી છે, હિંદુ-મુસલમાન ઝઘડો નથી, અને સહાનુભૂતિ ધરાવનાર દીવાન છે. મ્હૈસૂરમા દુગ્ધાલય અને પશુરક્ષાનુ ઇમ્પીરિયલ ઇન્સ્ટિટ્યૂટ પણ છે, અને દુગ્ધાલય ખાતાના હિંદુસ્તાનના તજ્જ્ઞ મિ. સ્મિથનો મુકામ પણ બેંગલોરમા જ છે. એટલે રચનાત્મક કાર્યક્રમનું ધોરણ નક્કી કરવાને રાજ્યની પાસે સંપૂર્ણ સાધન છે. આ ઉપરાંત કશું બાકી હોય તો કુદરતે મ્હૈસૂરને અદ્ભુત આબોહવા બક્ષી છે.

હિંદુ રાજાને ‘ગોબ્રાહ્મણપ્રતિપાલ’નુ પદ જેવું ગમે છે તેવુ ભાગ્યે જ બીજુ ગમતુ હશે અને ‘ગો’નો અર્થ કેવળ દૂધ અને બીજી અનેક વસ્તુ હિંદુસ્તાનને આપનાર ગોમાતા જ નથી, પણ એ શબ્દમાં લાક્ષણિક રીતે નિરાધાર દલિત અને ગરીબ પણ આવી જાય છે. ‘બ્રાહ્મણ’ એટલે દૈવી જ્ઞાન અને અનુભવનો પ્રતિનિધિ. પણ અફસોસની વાત છે કે, આજે તો હિંદુ રાજાઓ ગોબ્રાહ્મણપ્રતિપાલનની

શક્તિ ખોઈ બેઠા છે, અને ઘણાને તો એ પાલન કરવાની મરજી નહિ તો દરકાર પણ રહી નથી. એટલે રાજ્યો અને લોકો પશુઓના ઉછેરમાં, દૂધ પૂરું પાડવાના સવાલમા અને મરેલાં ઢોરનો ઉપયોગપૂર્ણ નિકાલ કરવામા લોકકલ્યાણાર્થે સહકાર ન કરે, તો હિંદુસ્તાનના ઢોરો, ગોવધની વિરુદ્ધ ગમે તેટલા કાયદા થાય તોપણ, ખાટકીને હાથે કમોતે મરવાને જ ઉત્પન્ન થશે. હિંદુસ્તાનનાં પુરુષો અને સ્ત્રીઓને પ્રભુના દરબારમા હાજર થવું પડશે, ત્યારે કુદરતના કાયદાનુ અજ્ઞાન બચાવ તરીકે નહિ સ્વીકારવામાં આવે

બેંગલોરની ગોરક્ષા સભા પાસેથી એમ જાણીને મને આઘાત પહોંચ્યો કે, બેંગલોર અને મ્હૈસૂરના રાજબગીચાના પશુઓને એ શહેરોના ખાટકીખાનામાંથી આવતુ ગોમાંસ ખવડાવવામાં આવે છે, ગોમાંસ બીજા કોઈ પણ માસ કરતા સસ્તુ છે; અને આદિકર્ણાટકો, જેઓ હિંદુ હોવાનો દાવો કરે છે અને મનાતા આવ્યા છે અને જેઓ રામાયણ અને મહાભારતનો બીજા કોઈ પણ હિંદુના જેટલો જ અભ્યાસ કરે છે, તેઓ ગોમાસ ખાનારા છે. જો આ બધી વાત સાચી હોય તો તેમના કરતાં વધારે સુખી દશા ભોગવતા હિંદુઓ એ દશાને માટે સ્પષ્ટ રીતે જવાબદાર છે. જો આદિ-કર્ણાટકો ગાયમાતાની પવિત્રતાને માન ન આપતા હોય તો તેનુ કારણ તેમનુ અજ્ઞાન છે પણ જે હિંદુઓએ પોતાના બંધુઓને હિંદુત્વનુ મૂળતત્ત્વ — ગોરક્ષા — સમજાવવાનું પ્રથમ કર્તવ્ય નથી કર્યું તે હિંદુઓને વિષે શુ કહીશું?

તા. ૧૭–૭–'૨૭

# ૨૫

# કાઠિયાવાડનાં ઢોરો

## ૧

કાઠિયાવાડથી ઢોરઉછેરના એક જાણભેદુ લખે છે.

“આપણે હિન્દુ લોકો ગાયને ‘માતાજી’ કહેવામા જ મતોપ માનીએ છીએ, પણ ગાય પ્રત્યે આપણે શું કરવાની જરૂર છે તે સમજતા નથી. અત્યારે જે લોકોના હાથમાં ગોપાલનનું કામ છે તે ભરવાડ લોકો અજ્ઞાન અને દરિદ્રી છે આગળની પેઠે તેમને ઢોરો ચારવા માટે ગોચરો વગેરે સગવડો ક્યાય પણ રહી નથી. નીરણના ભાવ વગેરે વધી જવાથી તેમની આવક ઘટી છે, ત્યારે કાપડ, વિવાહવાજન વગેરેનાં ખોટા ખર્ચો વધી ગયાં છે. એટલે તે લોકોમાથી ગાયનો શોખ ઓછો થતો જાય છે. ચાની હોટેલોમાં ભેંસના દૂધનો જ ખપ હોય છે, કેમકે તેથી ચા ધોળી થાય છે. આથી તથા બીજે બધે ભેંસના દૂધના ઘરાક હોવાથી ભેંસ રાખવા તરફ ભરવાડોનુ તથા કણબીઓનુ વલણ થતુ જાય છે. મધ્યમ વર્ગના માણસો શહેરમાં ભરાઈ બેઠા છે, તેમને ઘરઆંગણે ગાય રાખવા જેવી સોઈ હોતી નથી. કોઈને એવી સોઈ હોય તો ગાયને વખતસર દોહવાવાળા ભરવાડ મળતા નથી. અગર ગાય પાંકડ થાય ત્યારે તેને ક્યાં રાખવી અને તેનુ પોષણ કેવી રીતે કરવું એ મુશ્કેલીઓ

એમને નડે છે તેથી ભરવાડ પાસેથી મળતુ ગમે તેવુ દૂધ ચલાવી લેવાની પ્રવૃત્તિ વધતી જાય છે. જમીનદારો, દરબારો તથા મહારાજાઓ આ બાબતમાં ઘણુ કાર્ય કરી શકે એમ છે; પણ તેમને ગોસવર્ધનનુ કામ કેટલુ પુણ્યકારક એટલે ફાયદાવાળું છે તેની ખબર નથી; તેમને મોટરો, બંગલા વગેરેમાં જેવો રસ પડે છે તેવો 'ઢોર'માં રસ પડતો નથી. તેથી તે આ બાબતમાં કંઈ પણ કાર્ય કરતા નથી.

"આપણા હિન્દુસ્તાન દેશમાં ગોરક્ષાનો અર્થ કેટલો અવળો થઈ ગયેલ છે તે જોવા જેવુ છે. મુંબઈ વગેરે મોટા શહેરોમા વસ્તીને દૂધ પૂરું પાડવા માટે દેશાવરથી વિશેષ અને ખાસ કરીને કાઠિયાવાડમાંથી સારામાં સારી ગાયો ભેંસો લઈ જવામાં આવે છે. આઠ દસ મહિના પછી તે જાનવરોનુ દૂધ ઓછુ થાય એટલે તે મુંબઈમાં રાખવાં પરવડે નહિ, અને બીજે ક્યાંય મોકલવાની સગવડ ન હોય, તેથી તે કસાઈખાને જાય છે દરરોજ ૬૦૦–૭૦૦ ગાયભેંસો ફક્ત વાદરા તથા કુરલાના કસાઈખાનામા કપાય છે. આવી રીતે દેશના સારામાં સારા પશુધનનો નાશ થતો જાય છે.

"સારા ઢોરો આવી રીતે કપાઈ જાય છે તે અટકાવવા કાંઈ પણ પ્રયત્ન થતો નથી, ત્યારે બીજી બાજુએ કરોડો રૂપિયા નકામાં, લૂલાં, આંધળાં, ખોડાં ઢોરોને નભાવવામા ખર્ચાય છે. એ પૈસા ખર્ચવામાં ઢોરોને સુખ થાય, તેમને પેટપૂરતુ ખાવાનુ મળે, તે જોવાની કોઈ પણ દરકાર કરતુ નથી. પાજરાપોળોનાં ઘણાખરાં ઢોરો કસાઈખાનાંમાં જતાં ઢોરો કરતાં વિશેષ દુઃખી થાય છે.

"ગાયની સેવા તથા રક્ષા કરવી હોય તો ગાય આપણને બહુ ઉપયોગી થઈ શકે તેમ કરવુ એ આપણી પહેલી ફરજ છે. તેને માટે પહેલુ પગથિયુ એ છે કે, દરેક ગામડામા સારા ધણખૂંટ રહે તેવી વ્યવસ્થા થવી જોઈએ, જેથી સારા બીજનાં ફળ સારાં જ આવી શકે. બીજુ જેવાતેવા વાછડા લીલ પરણાવતી વખતે આંકીને રેઢા કરી મૂકવામાં આવે છે તે ગાયોની ઓલાદ બગાડતા હોવાથી તેમને ખસી કરી કામે લગાડવા જોઈએ. હાલ 'બર્ડિઝોઝ' ચીપિયો મળે છે તેથી ગમે તેવા મોટા ખૂટને બહુ ટૂક વખતમા, લોહી કાઢ્યા વગર, ખસી કરી શકાય છે. તેથી નકામા ખૂટિયાને ગોધલા કરી કામે લગાડવામા આવે તો ખરાબ બીજનો ફેલાવ થતો અટકી ખેડને માટે બળદની સંખ્યા વધશે. ગોસવર્ધન માટે આ બે વાતો ખાસ અગત્યની છે. લોકોનો સારા ઢોર પ્રત્યે શોખ વધે તેટલા માટે પ્રદર્શનો ભરી ઉત્તમ ઉછેરનાં ઢોરોને ઇનામો આપવા, જાનવરોના રોગોના ઉપચાર માટે દવાખાના સ્થાપવાં, સારી ગોશાળા સ્થાપી સ્વચ્છ દૂધ કેવી રીતે પેદા થાય તે બતાવવું, વગેરે બાબતો ત્યાર પછી થઈ શકે

"ઉપર વર્ણવેલી બધી બાબતો અમલમાં મૂકવા, કાઠિયાવાડના દેશી સંસ્થાનોને જેટલી સગવડો છે તેટલી બીજે ક્યાય મળી શકે નહિ ભાવનગર, જૂનાગઢ, મોરબી, રાજકોટ, વગેરે પ્રગતિમાન સસ્થાનો ગોસવર્ધનની બાબત ઉપાડી લે તો ટૂંક વખતમાં ઘણુ સુદર કામ થઈ શકે તેવુ છે. પણ હાલ તો ભાવનગર જેવા સંસ્થાનમા પણ ગાય વિષે તદ્દન અનાસ્થા દેખાય છે.

“મારા નમ્ર મત પ્રમાણે આપશ્રી કેટલાક પ્રગતિપ્રિય સંસ્થાનોના રાજાઓને આ બાબતમાં કંઈ પણ (અને તેમા પણ ખાસ કરીને દરેક ગામડે સારો ધણખૂટ રાખવો અને રેઢિયાળ તમામ ખૂંટિયાઓને ખસી કરાવી કામે લગાડવા) કરવાનુ કહેશો તો ૧૫–૨૦ વર્ષની અંદર કાઠિયાવાડમાં ઘણે ઠેકાણે સારી કામદુધાઓ નજરે પડવા માંડશે એવી આશા છે.

“સત્યાગ્રહાશ્રમમાં આપ ગોશાળા ચલાવો છો તેમાં જાનવરોને ચરવાની, જાનવરો માટે લીલો ચારો ઉગાડવા જમીનની તથા પાણીની જેટલી સગવડ મેળવી શકો, તે કરતા દેશી સંસ્થાનોમાં બધી રીતે વિશેષ સારી સગવડ થઈ શકે. દ્રવ્યબળ તથા મનુષ્યબળની બાબતમાં પણ રાજ્યમા થઈ શકે તેવું કામ સંસ્થાઓથી બનવું અશક્ય છે. તેથી સાધન-સંપન્ન સંસ્થાનો આ કામ હાથમા લે તો જ ગાયોની ઓલાદ સુધારવાનુ અને તે દ્વારા ગોરક્ષાનું કાર્ય સહેલુ થઈ શકશે

“ગાયની રક્ષા કરવી હોય, તેને કસાઈખાને જતી અટકાવવી હોય અથવા કસાઈખાના કરતા વધારે દુ:ખ પામવા પાંજરાપોળમાં જતી અટકાવવી હોય, તો ગાય વધારે દૂધ તેમ જ ખેડ માટે સારા વાછડા કેમ આપે તેમ કરવા એકસરખા પ્રયત્નો થવાની જરૂર છે. ગાય પોતાના ખર્ચ જેટલી ઊપજ ન આપે તો ગમે તેટલો દયાવાળો માણસ તેને કાયમ નભાવી શકશે નહિ.

“સંસ્થાનો જેમ કેળવણી માટે અને દવાખાનાંઓ ચલાવવા માટે અમુક ખર્ચ કરે છે, તેવી રીતે ગોસંવર્ધન વિષે એક ખાતુ ચાલુ કરે, તો ઢોરઉછેરનુ કામ પાકે પાયે ચાલુ થયુ ગણાય જો આ કામ કાળજીથી કરવામા આવે

તો એ ખર્ચખાતુ ન થતાં એક ઉપજનુ તથા આબાદીનું ખાતું થઈ શકે. મારો તો એ ચોકસ મત છે કે, ભૂમાતા અને ગોમાતાની સારી રીતે સેવા કરવામાં આવે તો તેનું ફળ મળ્યા વિના રહે જ નહિ, અને હોલંડ, અમેરિકા વગેરે દેશોમાં તેનુ પ્રત્યક્ષ પ્રમાણ જોવા મળે છે. હું જે ગોશાળા ચલાવી રહ્યો છુ તેમા પણ મારી નજર એ બાબત ઉપર ખાસ રહે છે કે ગાયો પોતાના ખાણખોરાક જેટલી ઉપજ આપે જ.

"ગાયોની ઓલાદ સુધારવી એ કામ કંઈ જાદુથી થાય એવું નથી. તે માટે બધી જાતનાં સાધનો એકત્ર થવાં જોઈએ હાલ મળી શકે તેમાંથી સારામાં સારાં ઢોરો, સારામાં સારો અને પૂરતો ખોરાક, ઉત્તમ દેખરેખ અને સેવાભાવથી તથા ખંતથી કામ કરવાવાળા ગોવાળો, ગાયોને રહેવા માટે બધી સગવડવાળાં મકાનો, એવાં સાધનો એકત્રિત થાય, અને એવી રીતે ૫–૧૦ વર્ષ સુધી એક દૃષ્ટિબિંદુ નજર આગળ રાખીને કામ કરવામાં આવે, તો જ થોડીઘણી સુધારણા બતાવી શકાય.

"૨૦–૨૫ વર્ષ પહેલા જ ભાવનગર સંસ્થાનની ગાયો તથા ભેંસો આખા કાઠિયાવાડમાં વખણાતી, પરંતુ હાલ એ સ્થિતિ જરા પણ રહી નથી. સારાં ૫–૬ ઢોરો પણ ભેગાં કરવાં હોય તો તે એક ગામમાં મળી આવવાં અશક્ય થતુ જાય છે. કાઠિયાવાડના દેશી રાજાઓને ગોસંવર્ધનનું કાર્ય ઉપાડી લેવા આપ પ્રેરશો એવી આશા રાખુ છું"

આ કાગળ મુખ્યત્વે રાજાઓએ ને તેમના અમલદારોએ વિચારવા યોગ્ય છે ઢોરરક્ષાના જે ઉપાયો આમાં બતાવ્યા

છે તે જુદી જુદી રીતે આ પત્રમા ચર્ચાઈ ગયા છે. પણ કાઠિયાવાડને જ અગે ત્યાંના અનુભવીએ તે જણાવ્યા છે તેથી તેમને અહી રજૂ કરું છું. કાઠિયાવાડનાં ગાયબળદ એક વેળા પ્રખ્યાત હતા. તે આજે કસાઈઘર ચાલ્યાં જાય, તે આજે આર્થિક દૃષ્ટિએ બોજારૂપ ગણાય, એ કાઠિયાવાડના પ્રત્યેક રાજ્યને સારુ શરમાવાની વાત છે.

આ સુધારામાં નથી બહુ પૈસાની જરૂર, નથી મોટા સાહસની જરૂર. કેવળ આળસ મૂકવાની અને મોટી રાજદરબારી ખટપટોમાંથી થોડી ફુરસદ મેળવવાની વાત છે. નકામા આખલાને ખસી કરવા, ઢોરના ચારાને પદ્ધતિસર કરવો, એ કઈ મહા પ્રયાસનુ કામ નથી. રાજ્યોએ થોડી શિષ્યવૃત્તિ આપી કેટલાક વિશારદોને તૈયાર કરવા જોઈએ. દરમ્યાન જે મળે તેની મદદ લઈ કામ કરવું જોઈએ.

પાંજરાપોળોના મુખીઓએ પણ ઉપરની સૂચનાઓ ધ્યાનમા લેવા યોગ્ય છે. અપંગ ઢોરોને અવશ્ય પાળવા જોઈએ, પણ સાજાંતાજાં ઢોરોને કતલખાને જતા અટકાવવાની આવશ્યકતા હજાર ગણી વધારે છે.

તા. ૪–૩–'૨૮

## ૨

કાઠિયાવાડના એક અનુભવી ગોસેવક લખે છે:

"ગોસંવર્ધનનો સવાલ કેટલો ગભીર તથા વિકટ છે તે આપથી અજાણ્યુ નથી ગાયો વિષેના પ્રશ્નોનો ઉકેલ કરવાના પ્રયત્ન કરવા માટે આશ્રમમાં ગોશાળા પણ ચલાવવામાં આવે છે. પરંતુ આશ્રમનુ ક્ષેત્ર બહુ જ મર્યાદિત ગણી શકાય.

"જૂનાગઢ, મોરબી, ભાવનગર, પોરબંદર જેવા રાજ્યોમાંનાં બધાં નહિ તો એક પણ સંસ્થાન જો આ પ્રશ્નના ઉકેલ માટે અમુક નક્કી યોજના ઘડી તે પ્રમાણે ૧૦–૨૦ વર્ષો સુધી કામ ચાલુ રાખે, તો તેટલા વખતમાં ઘણું વ્યવસ્થિત કાર્ય થઈ શકશે, અને એનુ સારું પરિણામ જોયા પછી બીજાં સંસ્થાનો પણ એવું કાર્ય કરવા પ્રેરાશે. અત્યારે રચનાત્મક કાર્યક્રમમાં નીચે મુજબ કામ કરવાની ઘણી જરૂર છે એમ મને લાગે છે·

"૧. સારી ઓલાદના ખૂટ તથા પાડા ઉત્પન્ન કરવા માટે એક બે આદર્શ ગોશાળા સ્થાપવી ગોશાળા પોતાના ઉત્પન્નમાં નભે તેમ કરવા તરફ ખાસ ધ્યાન અપાવું જોઈએ.

૨. રેઢિયાળ આખલા પકડી, ખસી કરી કામે લગાડવા બીજા રેઢા આખલા ઉત્પન્ન ન થાય તેટલા માટે બધા વાછડાઓને (ખૂંટ રાખવા લાયક સારા વાછડા હોય તે સિવાયના) તે બે વર્ષના થાય તે પહેલાં જ ખસી કરાવવાની કાયદાથી ફરજ પાડવી.

૩. દરેક ગામડે સારા ખૂટ પાડા રાખવાની વ્યવસ્થા કરવી.

૪. દર વર્ષે ઢોરોનાં પ્રદર્શનો ભરાવી સંસ્થાનમા ઉછેરેલાં સારા ઢોરોને ઇનામ આપવા.

૫. દશ શેરથી વધારે દૂધ આપતી ગાયોના ધણીને વધારે દૂધના પ્રમાણમાં ઇનામો આપવાં. એવાં ઉત્તમ ઢોરોની નોંધ રાખવી. એવાં સારાં ઢોરોના ધણીઓને દુકાળ વગેરેના વખતમાં ખાસ મદદ આપવાની વ્યવસ્થા કરવી, અને એવાં ઢોર સંસ્થાન બહાર ન જાય તેવો બંદોબસ્ત કરવો.

## ગોસેવા

૬ ગાયો, ભેંસો, બળદ, વગેરે કૃષિઉપયોગી કેટલાં જાનવરો દર વર્ષે સામાન્ય રોગથી મરી જાય છે તે બાબત તપાસ કરાવી તે રોગો અટકાવવાના ઉપાય યોજવા, અને રોગોના સહેલા ઇલાજો માટે સંશોધન કરાવી તે માહિતી સહેલી ભાષામાં છપાવી દરેક ગામડે મળી શકે તેમ કરવું. જાનવરોની ઘણી સંખ્યા જે પ્રદેશમાં હોય ત્યાં જાનવરોનાં દવાખાના ખોલવા.

"કાઠિયાવાડના મોટા સંસ્થાનોમાંથી એક બે સંસ્થાનો આવી રીતે કામ કરવાનું ઉપાડી લે તો તે માટે બહુ ખર્ચ કરવાની પણ જરૂર નથી. એ કામ કરવા આપશ્રી એક બે સંસ્થાનોના ઉપરી અધિકારીઓને પ્રેરશો એવી આશા રાખું છું."

આ યોજના સારી છે, અમલ કરવા યોગ્ય છે પણ લેખક ધારે છે એવી પ્રેરકશક્તિ મારામાં હોય તો કાઠિયાવાડનાં બધા રાજ્યોને આદર્શ ગોસેવા કરતાં કરી મૂકું. પણ જેમ પ્રજાને તેમ જ રાજ્યોને રચનાત્મક કાર્ય બહુ નથી રુચતું. વળી રાજ્યો ધનસંચય કરવા અધીરાં ન બને ને ઘાતકી રિવાજોની સામે થાય તથા લોકમત કેળવે તો આવા કામોનો ઉકેલ વહેલો આવે. રાષ્ટ્રીય શાળાઓમાં આવા પ્રશ્નોના અભ્યાસમાં વિદ્યાર્થીઓને રોકવા જોઈએ. શિક્ષિતસમાજનો સંબંધ જ્યારે ગામડાની સાથે બંધાશે ત્યારે આવા પ્રશ્નોનો નિવેડો થવામાં ઓછી મુશ્કેલી આવશે

તા. ૨૫-૧૧-'૨૮

# ૨૯

# વાધરી માટે ભેંસ

ઘાટકોપર સાર્વજનિક જીવદયાખાતાના ઉપપ્રમુખ શ્રી. નગીનદાસ અમૂલખરાય નીચે પ્રમાણે કાગળ લખે છે:

"આ સાથે મુબઈની મ્યુનિસિપાલિટીના પ્રમુખ સાહેબને લખેલા કાગળો અને તેને લગતા બીજા કાગળો મોકલ્યા છે. તે ઉપરથી આપને ખાતરી થશે કે વાદરા અને કુરલાનાં કતલખાનાંમા દર વર્ષે આશરે ૨૦૦૦૦ ભેંસો કપાય છે અને તેનાં ૨૦૦૦૦ બચ્ચાં ભૂખે ને તરસે મરી જાય છે આ માસનો ઉપયોગ મુંબઈમા નથી તે કેટલ મરચન્ટ્સ એસોસિયેશનના સેક્રેટરીના કાગળ ઉપરથી જણાશે. ફક્ત મારકેટના ખાલી પડી રહેતા સ્ટોલની દર ત્રણ માસે રૂા. ૮૦ની ભાડાની આવક ખોટી ન થાય એટલા માટે જ રોજની ૧૦ ભેંસો વધારે કાપવાનું લાઇસન્સ આપવાની મારકેટ સુપરિન્ટેન્ડન્ટે ગોઠવણ કરી છે. દર ભેંસ કપાયે રૂા ૧૫ લેખે આશરે ત્રણ લાખ રૂપિયાની દર વરસે મુંબઈ મ્યુનિસિપાલિટી આવક કરે છે. માંસાહારીઓને આ માંસ ખપતુ નથી માસના વેપારીઓ ક્યારનાયે પાયમાલ થઈ ગયેલા છે. મુબઈના લોકોને દરરોજના રૂા. ૬૦,૦૦૦ એ લેખે એક વરસમાં બે કરોડ અને વીસ લાખનુ નુકસાન ૨૫ વરસ પહેલાં થતુ તેના કરતાં વધારે થાય છે. માસ વાપરનારાઓને સને ૧૯૦૩ કરતાં એક વરસના હાલ રૂપિયા સોળ લાખનુ વધારે નુકસાન થાય છે.

"દેશનાં દૂધાળા ઢોરોનો બન્ને તરફથી નાશ થતો જાય છે. હોલૅંડ હિંદુસ્તાનના ગામડે ગામડે કઢેલુ દૂધ પૂરું પાડવાની ગોઠવણ કરી રહ્યું છે. મુંબઈમાં દૂધની મોંઘવારીને લીધે બાળમરણનુ પ્રમાણ

વધતું જાય છે, છતાં મુંબઈની બુદ્ધિમાન અને ધનવાન પ્રજા જેનું દૂધ વાપરે છે તેની તથા તેનાં બચ્ચાંની શી વલે થાય છે તેનો ઘટતો બંદોબસ્ત કરવા જાગ્રત થતી નથી. મુબઈ શાહેરની વચમાથી તબેલા દૂર કરી મુંબઈ બહાર પરામાં લઈ જવામા નહિ આવે ત્યા સુધી બચ્ચાં બચનાર નથી. મુબઈની પ્રતિનિધિરૂપ હિંદુસ્તાનની મોટામાં મોટી મ્યુનિસિપાલિટી બહારથી જાનવરો મંગાવી કતલ કરી આખા દેશના શાપ અને કલંક વહોરી લે છે. પરંતુ ૩૬૦નો એક તબેલો એવા ફક્ત ૧૦૦ તબેલા, દરેક ૪૦૦ એકર જમીનની અંદર કરવા, મુબઈની પ્રજા અગર મ્યુનિસિપાલિટી કોશિશ કરતી નથી. ઘાટકોપર સાર્વજનિક જીવદયાખાતુ હાલમાં નઈક અશે એક તબેલા જેટલું કામ કરી રહ્યું છે બારડોલીના વીર ખેડૂતો તેમના સ્વરાજ્ય આશ્રમ દ્વારા આ સસ્થા મારફત દૂધથી ઊતરી ગયેલી ૨૦૦ ભેંસો લઈ જઈ ગુજરાનનું સાધન વધારવા મહેનત કરી રહ્યા છે; અને જે ભેસો મુબઈથી ત્યાં ગઈ છે તે ભેસો નમૂનેદાર અને ઘણી જ સરસ તેમને માલૂમ પડી છે. છતા મુબઈ મ્યુનિસિપાલિટી ફરીને વિયાય તેવાં આ જાનવરોનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરી રહી છે......."

ઉપરના કાગળમાં જે કાગળોનો ઉલ્લેખ છે તે હુ વાંચી ગયો છું. મને લાગે છે તેમ વાંચનારને પણ લાગશે કે, મ્યુનિસિપાલિટી વાઘરીને સારુ ભેસને મારી રહી છે જે ભેસનુ માંસ કોઈ ખાતા નથી તે ભેંસની કતલ કરવી એ કેવળ અધેર ગણાય અને આવું અંધેર મુબઈના શહેરીઓ સહન કરી રહ્યા છે એ આશ્ચર્યની વાત છે. આ પ્રશ્ન કેવળ હિંદુનો જ નથી, પણ મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી, શહેરીમાત્રનો છે. વળી એ કેવળ જીવદયાખાતાનો નથી, પણ પ્રજાના કલ્યાણનો છે, બચ્ચાની તંદુરસ્તીનો છે. એક તરફથી દેશની ગરીબાઈ વધતી જાય છે, ત્યારે બીજી તરફથી દેશનુ પશુધન શહેરીઓની બેદરકારીને લીધે મુબઈ

## વાધરી માટે ભેંસ

જેવા શહેરમાં લૂંટાઈ રહ્યુ છે. કેમકે જે ગાય અથવા ભેંસ દૂધ આપવા લાયક છે તેની કતલ કરવી, અથવા તેનાં બચ્ચાંને ભૂખેતરસે મરી જવા દેવા, એ લૂટ જ છે. અને એ લૂંટનુ કારણ મ્યુનિસિપાલિટીને મળતી નજીવી આવક!

શ્રી. નગીનદાસની ગણતરી પ્રમાણે દર વર્ષે બે કરોડ અને વીસ લાખનુ ઓછામા ઓછુ નુકસાન આમ વગર વિચાર્યે થતી કતલથી થાય છે અને છેવટે જે દેશમા પાણીની જેમ દૂધ મળવાની સગવડ હોવી જોઈએ તે દેશમાં આપણે સત્ત્વહીન પરદેશથી આવતુ દૂધ પીવાનું રહ્યું પરદેશથી આપણને દૂધ અને ઘીને નામે વેચાતુ વનસ્પતિનું તેલ તાજાં દૂધ ઘીને અભાવે ખાવુ પડે એ ઓછી શરમની વાત નથી. મુબાઈ શહેરમાં તેમ જ બીજાં શહેરોમાં કેટલીયે નકામી ધાધળ થઈ શકે છે, પણ જીવદયામડળો ઉપરાત બીજા કોઈને આવી અતિશય અગત્યની બાબતમાં પોકાર કરવાનું અને અસરકારક આદોલન કરવાનુ સૂઝતું નથી.

મજકૂર કાગળમા સૂચવેલું છે તે પ્રમાણે આ વ્યાધિનો ઉપાય સરળ અને સહેલો છે. તબેલા બહાર રખાય, અને વિશેષે મુબાઈને દૂધ પૂરુ પાડવાનુ કામ મ્યુનિસિપાલિટી ગમે તે ખર્ચે હાથ કરે, તો એક પણ ભેંસ કે ગાય વગર કારણે કતલખાનામા ન જાય. એ એવી આશ્ચર્યની વાત છે કે, મુબાઈમા જે ઊતરી ગયેલી ભેંસો ગણાય છે તે ભેંસોને બારડોલીના ખેડૂતો વધાવી લે છે, અને તેમાથી પૈસા પેદા કરવાની આશા રાખે છે! જે બારડોલીમાં શક્ય છે તે મુબઈમા અશકય ન હોવું જોઈએ.

તા. ૪-૧૧-'૨૮

## ૨૭

# એક ઘાતકી રિવાજ

વીસાવદરથી એક ભાઈ લખે છે:

"ઘણા કાળથી 'કુંવારા' મૃત્યુ પાછળ 'લીલ' પરણાવવા એટલે એક વાછરડો અને એક વાછરડી બન્નેનાં લગ્ન કરવામા આવે, અને તેમાના વાછરડાને ત્રિશૂળ જેવો આંક તપાવેલા સળિયાથી કરીને કાઢી મૂકવામાં આવે એવો રિવાજ ચાલુ છે.

આ કાર્યમા નબળા વાછરડાને યોજવામાં આવે છે. અને મોટા થયે રખડતા ફરતા તેઓ ખેડૂતોના તૈયાર મોલાતમાં નુકસાની કરતાં કુહાડાના ઘા ખાય છે. કાટાથી બાળી નાંખવાના અને આંખમાં મરચા ભરી મરણપ્રાય કરવાના ખેડૂતોના ક્રોધના તેઓ ભોગ થવાના દાખલાઓ મળી આવે છે, અને કેટલાક ગાડી હાકનાર તેમને નાથ નાખી અસહ્ય ભાર ભરી તેમની પાસેથી ઘાતકી રીતે કામ પણ લે છે.

ખેતરોમાં છૂટા ફરે, નુકસાન કરે, તોપણ જ્યાં સુધી એ આંકેલા પ્રત્યે ધર્મની દૃષ્ટિએ જોઈ કોઈ તેને કંઈ ન મારે એવો ધર્મડર પુરાતન કાળમા હતો ત્યા સુધી એ આંકવાની પદ્ધતિ કદી ઠીક મનાતી હશે, પરતુ હાલના ખેતીકાર અત્યારના બોજાદાર

સંજોગોમા એ નુકસાની સહન ન કરી એવા આકેલ આખલા તો શુ પણ ગાયોને પણ તેવા ઘા કરી ઘાતકીપણું ગુજારવામા આચકો ખાતા નથી.

એ રખડતા ખૂંટો નબળી જ ઓલાદ આપે એટલે ગોધન ઓછુ થતું જાય છે.

ખેડૂતોને એવા વાછરડા પાળવા ઇચ્છા થતી નથી, કારણ સૌને બળદ જોઈએ. ઘરના પાળેલા વાછરડાને ખસી કરવામાં પાપ લાગે એવી માન્યતા હોય છે, એટલે ખેડૂતો ગોપાલન કરતા નથી.

આ લીલ પરણાવવાની પ્રથા વિષે કંઈ ન લખો?"

આ કાગળમાં જણાવેલી પ્રથા વિષે મારે મારુ અજ્ઞાન કબૂલ કરવું જોઈએ એવી પ્રથા જ્યા હોય ત્યા બંધ થવી જોઈએ એ તો સ્પષ્ટ છે ઢોરઉછેરના આપણા અજ્ઞાનમાં વહેમો ભળ્યા છે તેથી તે કામ બેવડું અઘરુ થઈ પડ્યુ છે. પ્રત્યેક ગામમાં ડાહ્યા લોકો હોય છે પ્રજાસુખનો સંગ્રહ કેમ થાય એ પ્રશ્નની ઝીણવટથી તપાસ કરવા જેટલી તેમને ફુરસદ નથી

ગોસંવર્ધનનુ કામ લાખોની કમાણી કરાવનારુ નથી, પણ આરંભમા ખર્ચ કરાવનારુ તો છે જ એમ તેઓ જાણે છે. એટલે તેમાં રસ કોણ ઉત્પન્ન કરાવી શકે? છતા મજકૂર યોજના* રાજા પ્રજા ઉભયને સમજવા અને વિચારવા યોગ્ય છે, તેથી ઘણા માસ લગી મારા દફતરમા રાખ્યા પછી આજે 'નવજીવન'ને પાને ચડાવવાનુ સાહસ કર્યું છે.

તા ૨૫-૧૧-'૨૮

---

* કાઠિયાવાડનાં ઢોર ભાગ ૨ (પા. ૧૦૪) એ લેખ જુઓ

## ૨૮

# 'પેટ કરાવે વેઠ'

એક પાટીદાર લખે છે:

"હુ પાટીદાર છુ. મુંબઈ મ્યુનિસિપાલિટી તરફથી સેનિટરી ઇન્સ્પેક્ટરનો ૬ મહિનાનો અભ્યાસક્રમ છે તે માટે હું આવ્યો છુ. ફી ઘણી જ ભારે છે: રૂ. ૨૦૦.

અમને જોવા માટે બધી જુદી જુદી જગ્યાએ લઈ જવામા આવે છે. એ મુજબ તા. ૨૪મીએ રાત્રે 'આર્થર રોડ' ઉપરના ભૂંડના કતલખાનામાં અમને ૧૦૯ વિદ્યાર્થીઓને લઈ જવામાં આવેલા. ત્યાં ભૂંડને (ડુક્કરને) મારવામા આવે છે. તેનુ મોઢું દોરાથી બાધી લઈ ગળા ઉપર છરા ફેરવવામા આવે છે. ૧૫-૨૦ મિનિટમા તેનો જીવ જતો રહે છે. ભૂંડ દીઠ રૂા ૧ મ્યુનિસિપાલિટીને મળે છે. આ જોઈ મને તથા અન્ય વિદ્યાર્થીઓને ઘણો આઘાત થયેલો. બીજે દિવસે તા ૨૫મીએ અમને 'વાદરા કતલખાને' લઈ જવામા આવેલા. ત્યાં જતા જ નિર્દોષ પશુઓનાં દયામણા મુખ જોવા મળેલા. માર્કેટ સુપરિન્ટેન્ડન્ટ મિ. ફ્લેન્ડર નામના અંગ્રેજ પણ સાથે હતા. રોજની આશરે ૧૧૪ની કતલ (ગાયો તથા બળદ મળી) કરવામા આવે છે, આમા ૯૦ ગાયો હોય છે. આપની ટીકાને લઈ ભેસો તો ઓછી થઈ જણાય છે. ૩૩ ભેસો તથા ૧૫૦૦ થી ૨૦૦૦ ઘેટાબકરા કપાય છે. ત્યાના વેટરીનરી સર્જનને મેં આ વિષે થોડા પ્રશ્નો પૂછ્યા. અહી લાવવામા આવતા ઢોરોમા ઘણાં તો બહુ જ

તંદુરસ્ત હોય છે. ભેંસો તો બારડોલી મોકલવામાં આવી છે તેના કરતાં પણ વધારે સારી હોય છે.

મ્યુનિસિપાલિટી ગાય દીઠ રૂા. ૧–૮–૦ લે છે અને ભેસ દીઠ રૂા. ૧૫–૦–૦ લે છે. ભેંસની મુકરર સંખ્યા ૩૩થી વધુ ન મરાય. ગાય, બળદ, ઘેટા, બકરાં, વગેરે તો જોઈએ એટલાં મારી શકાય.

વેટરીનરી સર્જનને મેં પૂછ્યું: 'સાહેબ, જે આપણે જન્માવી નથી શકતા તે આપણે કેવી રીતે મારી શકીએ?' જવાબમા તેમણે કહ્યું: 'જો આ પ્રમાણે કતલ ન કરવામા આવે તો ઢોરની સંખ્યા વધી જાય. માટે આ પ્રમાણે થવું જ જોઈએ, નહિ તો કુદરતી રીતે કંઈક રોગચાળો ફાટી નીકળવાથી આપોઆપ જ મરી જાય' આ દલીલ મને બહુ જ લૂલી લાગી. મે જવાબ આપ્યો: 'એ પ્રમાણે હોય તો મનુષ્યની સંખ્યા પણ વધી જવા સંભવ રહે છે, તો મનુષ્યનુ કતલખાનું કેમ નથી ખોલાતુ?' આખરે તેમણે આ બધું પેટ કરાવે છે એમ કહી પડતું મૂક્યું.

ઢોરના ચાર પગ બાંધી દે છે; અને પછી એક જણ ડોક અમળાવી રાખે છે, બીજો છૂરી વડે શ્વાસનળી કાપી નાખે છે. આમ કરવા છતાં એ ૧૦–૨૦ મિનિટ પછી જ મૃત્યુ પામે છે. આમાં તેના જીવાત્માને ઘણુ જ દુઃખ થાય છે એ હું જોઈ શક્યો હતો."

આ કાગળ લખવાનો હેતુ વાચનારના મનમાં ગાયભેંસાદિ વિષે દયા ઉપજાવવાનો છે. એ શુદ્ધ હેતુ છે. પણ મારી ઉપર આ કાગળની જુદી જ અસર થઈ છે. ગાયભેસની આવી નિર્દય કતલ લાબા કાળથી ચાલતી આવે છે મુંબઈના હિંદુમુસલમાન તેના સાક્ષી છે એટલું જ જ નહિ, પણ તેઓ આ ઘોર હિંસામાં ભાગ લેનારા છે. અહીં સાંકડા ધર્મનો પ્રશ્ન નથી, વ્યાપક ધર્મનો ક્ષય થઈ રહ્યો છે. માસાહારી પણ દયા રાખી શકે છે એવા અનેક

દાખલાઓ ઇતિહાસમાંથી મળી રહે છે. પણ જે જાનવરોનુ માંસ ખાય છે તેમના પ્રત્યે માંસાહારી રાખી શકે એટલી દયા તો તેઓ રાખી શકે છે. પશ્ચિમના કતલખાનાં આ દૃષ્ટિએ નમૂનેદાર હોય છે. ત્યાં ઢોરોનું મૃત્યુ તત્ક્ષણ થાય, તેમને ઓછામા ઓછુ દુઃખ થાય, એવા નવા ઉપાયો રોજ શોધાય છે ને તેમનો ઉપયોગ થાય છે. માસનો સર્વથા ત્યાગ એ તો ઉત્તમ દયા છે જ. પણ જે તે ત્યાગ કરવા તૈયાર ન હોય તે ઢોરોનું દુખ ઓછું તો કરે જ. આ વસ્તુ હિંદુસ્તાનનાં કતલખાનાંમા નથી જોવામાં આવતી.

પણ મજકૂર કાગળ ઉપરથી મને તો શિક્ષા લેનારા વિદ્યાર્થીઓ વિષે વિચાર આવ્યો. તેઓ પરોપકારની દૃષ્ટિએ નહિ પણ કેવળ આર્થિક દૃષ્ટિએ, સારી નોકરી મળે એ આશાએ, ૬ માસના રૂ ૨૦૦ની ભારે ફી ભરે છે. શુ આવા ધંધા કર્યા વિના પેટ નહિ ભરાતુ હોય? ભણેલાગણેલા માણસો આવા ધંધા મારફતે પોતાની આજીવિકા શોધે એટલે આવા કતલખાનાંમા ન સુધારો થાય, ન તે બંધ થાય. પેટ ભરવાનાં સાધનોનો નિશ્ચય પણ મનુષ્યે નૈતિક દૃષ્ટિએ કરવો જોઈએ. જે તે રસ્તે દ્રવ્ય મળે તે રસ્તે તે એકઠું કરવાની અનીતિના પાશમાથી આ કાગળ લખનાર જેવા ભણેલાગણેલાઓએ તો મુક્ત રહેવું જોઈએ. આ કાગળ લખનારે સારો અભ્યાસ કર્યો છે, સંસ્કાર સારા પામેલ છે, અને તેમનામાં નીતિની દૃષ્ટિએ ધંધાની પસંદગી કરવા પૂરતી બુદ્ધિ છે. આ બુદ્ધિનો તે અને તેમના જેવા યુવકો ઉપયોગ કરે એ ઇષ્ટ છે.

તા. ૧૭–૩–'૨૯

૧

# પરોપકારમૂર્તિ

શ્રીમદ્ ભગવદ્‌ગીતાના નવમા અધ્યાયમા ભગવાન પોતાના ભક્તોને કોલ આપીને કહે છે કે, અતિશય દુરાચારી માણસ પણ મને ભજીને ધર્માત્મા થઈ શકે છે અને શાંતિ પામે છે, અને 'પાપયોનિ' હોય એવાં પણ મારો આશ્રય લઈને 'પરાગતિ'ને પામે છે આ 'પાપયોનિ'ની વ્યાખ્યા ગીતાજીમાં નથી આપી. એમા 'સ્ત્રીઓ, વૈશ્ય અને શૂદ્રો' આવી જાય, અથવા પશુપંખી આવી જાય એવા બે અભિપ્રાય છે. કયો અર્થ સાચો છે એ ચર્ચવાનુ અહીં પ્રયોજન નથી. પણ 'પાપયોનિ'માં પશુપંખી આવતાં હોય તો આશ્ચર્ય નહિ, કારણુ ગજેન્દ્ર આદિનો મોક્ષ સુપ્રસિદ્ધ છે. અને જો પશુઓમાં પ્રેમની શક્તિ હોય, અને ત્યાગની શક્તિ હોય—અને આપણે અનુભવે જાણીએ

છીએ કે એ બંને શક્તિ તેમનામાં છે—તો તેમને 'પરાગતિ' મળવાનો સંભવ શા સારુ ન હોય? ગમે તેમ હોય, પણ બેંગલોર ડેરીની 'જીલ' નામની ગાય (જેનુ વર્ણન ગાંધીજીની બેંગલોરયાત્રા દરમ્યાન બે વર્ષ ઉપર 'નવજીવન'માં કરવામાં આવ્યુ હતુ) તે પરોપકારી ગાયના અવસાનની નોંધ લેતા આ વિચારો સહેજે આવે છે, અને એ ગોમાતાના જીવનનો વિચાર કરતા એમ થાય છે કે, જો સાધુ અને પરોપકારી જીવન જીવવુ એ જ ઇશ્વિરસ્મરણ હોય તો એ ગોમાતા અનેક નામધારી મનુષ્યો કરતા 'પરાગતિ'ની વિશેષ અધિકારી હતી.

બારમા અધ્યાયમાં ભગવાને પોતાના ભક્તનાં જે લક્ષણો ગણાવ્યા છે તેમાં એક આ છે: 'यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः। જેનાથી લોકો ઉદ્વેગ નથી પામતા, જે લોકોથી ઉદ્વેગ નથી પામતો.' આ વચન બેંગલોર ડેરીની વિદેહ ગોમાતાને વિષે અક્ષરશઃ સાચું હતુ. જીવનમા એણે કદી કોઈની સામે માથુ નથી ઉગામ્યુ. બાળકો સુખે એના આચળ ખેંચે અને એના ઉપર બેસે. પૂનાની ખેતીવાડી કૉલેજના હસ્તલિખિત કૃષિવિજ્ઞાન માસિકના છેલ્લા અકમા ભાઈ નગીનભાઈ જાનીએ આ કરુણામૂર્તિ વિષે એક લેખ લખ્યો છે. તેમા આપેલી હકીકત ઉપરથી જણાશે કે, રિદ્ધિસિદ્ધિની જનની ગાયને ગોમાતા તરીકે પૂજવામાં કેટલુ રહસ્ય રહેલું છે, કેટલી કૃતજ્ઞતા રહેલી છે. ગોમાતાના પૂજારીઓ કહેવાતા આપણે માટે તો આજે એ કરુણામૂર્તિ જ રહી છે, અને ભક્તજનના ઉપર જણાવેલા લક્ષણનો પૂર્વાર્ધ જ આપણે સાચો પાડીએ છીએ, કારણ ગોમાતાને ઉદ્વેગ પમાડવામાં આપણે કશી બાકી નથી રાખતા.

## પરોપકારમૂર્તિ

ગોમાતા 'જીલ'ના અવસાનની નોંધથી આપણી કૃતજ્ઞતાને નહિ તો ગોરક્ષાબુદ્ધિને ઉત્તેજન મળે એ હેતુથી તેના જીવનનો ઇતિહાસ ભાઈ જાનીના લેખમાથી અહીં આપુ છુઃ

સ્કોટલેંડની એરશાયર અને પંજાબની હરિયાણા ઓલાદના મિશ્રણનું ફળ 'જીલ' હતી. જન્મથી જ એ સૌને વહાલી થઈ પડી હતી, અને બેંગલોરની ડેરીનુ સૌ કોઈ એના ઉપર મુગ્ધ હતું અને પ્રેમ વર્ષાવતુ. ૧૯ વર્ષનું એનુ આયુષ્ય જેટલુ જનતાને ઉપકારક હતુ તેટલુ ઘણા માનવીઓનું આયુષ્ય ઉપકારક નથી હોતુ. ૧૯ વર્ષ ૬ માસના આયુષ્યમાં એ ગોમાતાએ ૧૦ વાછડી અને ૭ વાછડા આપ્યા; અને ૧૬ વર્ષ સુધી દર વર્ષે સરાસરી ૯,૫૪૪ રતલ દૂધ આપ્યુ, અને ૧૭ વર્ષની તેના દૂધની સરેરાશ ૮,૯૮૩ રતલની આવે છે. ૧૭ વેતરમાંથી દર વેતરે સરાસરી ૨૯૫ દિવસ એ ભલી ગાયે દૂધ આપ્યુ, એટલે પહેલા વેતરથી તે મરણ પર્યંતના આયુષ્યના ૮૩ ટકા જેટલા દિવસ દૂધ આપ્યુ વધારેમાં વધારે એક વેતરમાં એનુ દૂધ ૧૨,૦૦૨ રતલ, એટલે રોજની લગભગ ૪૧ રતલ દૂધની સરેરાશ આવે છે. આખા જીવનભરનું એનુ દૂધ એક લાખ, ચોપન હજાર, સાતસો ઓગણ્યાશી રતલ હતુ. સંસ્થામા બે વાર રોગચાળા ફાટી નીકળ્યા હતા. પણ 'જીલ'ને કશી અસર થઈ નહોતી મરવાને આગલે દિવસે થોડી માંદગી ભોગવી, પાકું ફળ ખરી પડે એમ, એણે પોતાનુ પરોપકારી આયુષ્ય પૂરુ કર્યું.

'જીલ'ની કેવી માવજત રાખવામાં આવી હતી એ કહેવાની જરૂર નથી. એને કોઈ ઉપદ્રવ કરતુ નહિ, એટલું

જ નહિ, પણ એને ખીલે પણ બાંધવામાં આવતી નહોતી. અને ડેરીના મુખી મિ. વિલયમ સ્મિથની પાસે બે વર્ષ ઉપર એ ગાયને વિષે જ્યારે વાતો સાંભળી ત્યારે મને થયેલું કે, ગોમાતાના પૂજારી આપણે નાહકના કહેવાઈએ છીએ, ગોમાતાનો સાચો પૂજારી તો એ છે;—એટલા બધા પ્રેમ અને ઉમળકાથી મિ. સ્મિથ 'જીલ'ની વાતો કરતા હતા' ભાઈ જાની લખે છે કે, બેંગલોર ડેરીના વિદ્યાર્થીઓ અને શિક્ષકો સૌએ 'જીલ'ને પોતાના પ્રેમાશ્રુની છેવટની અંજલિ આપી હતી.

**તા. ૨૭-૧૦-'૨૯**

૨

# સાચી ગોરક્ષા

ગોરક્ષા વિષે અવારનવાર જે સવાલો પુછાતા આપણે સાંભળીએ છીએ તે બતાવે છે કે હજુ એ બાબતમાં ઘણો વિચારદોષ રહેલો છે. એક સવાલ તો હમેશનો થઈ પડ્યો છે કે, ગોરક્ષાનો ધર્મ પાળવો હોય તો ગાય મારનારને ઠાર કરીને પણ તેના હાથમાંથી ગાયને છોડાવવી જોઈએ કે નહિ? થોડા જ દિવસ પર એક મિત્રે મુંબઈના કેટલાક પરોપકારી શ્રીમંતો ગોરક્ષાનું 'પુણ્ય' મેળવવા કેવી પડાપડી કરે છે એનું રમૂજી વર્ણન આપ્યું હતું. આ પરગજુ શેઠિયાઓ મુંબઈનાં પરામાં આવેલાં કતલખાનાંમાં કસાઈને પૈસા આપીને તેના હાથમાંથી ગાયભેંસોને 'બચાવવા' પોતાના માણસોને મોકલે છે. એ માણસોને દૂબળામાં દૂબળાં અને નિર્માલ્ય ઢોરો જ શોધી કાઢવાની સૂચના આપેલી હોય છે, જેથી ઓછામાં ઓછે મૂલ્યે વધારેમાં વધારે પુણ્ય ખરીદી શકાય. પેલા મિત્રે વર્ણન સમાપ્ત કરતાં, અર્ધું રમૂજમાં અને અર્ધું ગંભીરતાથી, પૂછ્યું, 'ગોરક્ષા તે આ જ ને!'

પણ ગોરક્ષાનો એક ઉપાય કોઈના ફળદ્રુપ ભેજામાંથી નીકળ્યો છે તેની તોલે તો બીજો કોઈ નહિ આવે — એટલે

કે એના બેહૂદાપણામા. એ મહાશયની સૂચના એવી છે કે, હિંદુસ્તાનની તમામ ગાયોના શરીરમાં ડુક્કરની રસી દાખલ કરી દીધી હોય તો બધી ગાયો બચી જાય, કારણ મુસલમાનમાત્રને તે હરામ થઈ પડે! આ મહાન શોધ કરનારે તો પોતાના મિત્રોને પેટ પકડીને હસાવવા ખાતર જ એ સૂચના કરી હશે. પણ આ બધા દૃષ્ટાંતો બતાવે છે કે, માણસો જ્યારે કોઈ સિદ્ધાંતના શુષ્ક અક્ષરાર્થને વળગીને તત્ત્વનુ ટૂંપણ કરવા બેસે છે ત્યારે તેઓ કેવી ભુલભુલામણીમા ફસાય છે.

ગોરક્ષાનો સવાલ અતિશય અટપટો છે. અંધશ્રદ્ધાળુઓ, જીવદયાવાળા, અને અર્થશાસ્ત્રીઓ પોતપોતાની દૃષ્ટિ પ્રમાણે તેનો જુદી જુદી રીતે વિચાર કરે છે. પણ ગોરક્ષાનો જે આદર્શ હિન્દુધર્મે કલ્પેલો છે તે અંધશ્રદ્ધાળુની કલ્પનાથી સાવ જુદો છે અને જીવદયા તથા અર્થશાસ્ત્ર કરતા વિશાળ છે. એક દાખલો લઈએ· આપણા આર્થિક જીવનમા જે સ્થાન ગાયનું છે તે જ સ્થાન આરબ લોકોના જીવનમાં ઊંટનું અને ઘોડાનું છે. કોઈ પણ આરબ તેનાં આ સાથી — ઘોડો અને ઊંટ — પ્રત્યે બેવફા નીવડ્યો એવો આરોપ એનો કટ્ટામાં કટ્ટો દુશ્મન પણ એના પર નહિ મૂકે. છતાં અરબસ્તાનમાં ઊંટરક્ષા કે અશ્વરક્ષાનો આદર્શ કદી મનાયો નથી બીજો દાખલો લઈએ ગ્રીક લોકો પોતાના સિક્કાઓ પર બળદની છાપ મારતા. તેમને શુ ખેતીમા બળદ કેટલો ઉપયોગી છે એની ખબર નહિ હોય? છતાં પ્રાચીન ગ્રીક દેવતાઓની હારમાં બળદને સ્થાન કદી મળ્યુ નથી.

## સાચી ગોરક્ષા

આપણા પોતાના જમાનાની વાત કરીએ. પશ્ચિમમા પણ ગાય ‘ રિદ્ધિસિદ્ધિની જનની ’નુ પદ વધારે ને વધારે પ્રાપ્ત કરતી જાય છે, અને દુગ્ધાલયોનુ એક મોટું શાસ્ત્ર ખીલવવામા આવ્યુ છે. છતા આપણી પાસે જે જાતનો ગોરક્ષાનો આદર્શ છે તેવો આદર્શ પશ્ચિમના લોકોએ ગ્રહણ કર્યો નથી પશ્ચિમના દુગ્ધાલયના આદર્શ કરતા હિંદુધર્મે કલ્પેલો ગોરક્ષાનો આદર્શ જુદો છે એટલુ જ નહિ, પણ ચડિયાતો છે. પશ્ચિમનો આદર્શ કેવળ આર્થિક સિદ્ધાતો પર — લાભાલાભના વિચાર પર — રચાયેલો છે, જ્યારે હિદુધર્મનો આદર્શ ગોરક્ષાની આર્થિક બાજુનો પૂરતો સ્વીકાર કરે છે ખરો, પણ તે ભાર મૂકે છે ગોરક્ષાના ધાર્મિક પાસા ઉપર. આપણા પોતાના તપ અને બલિદાન દ્વારા નિર્દોષ ગાયને હત્યામાથી છોડાવવી એ વિચાર હિદુધર્મની ગોરક્ષાના મૂળમા રહેલો છે. જ્યાં દુગ્ધાલયનો આદર્શ છે ત્યા અમુક સાધન ધર્મ્ય છે કે નહિ એનો વિચાર કરવામાં નથી આવતો. સસ્તુ દૂધ પૂરતુ મળી શકે, અને આર્થિક દૃષ્ટિએ નકામા લાગતાં અને વધારાનાં ઢોરોનો બોજો વધી ન પડે એટલા માટે ગોવધનો ઉપાય પણ લેવામાં આવે છે એથી ઊલટુ, ધાર્મિક આદર્શમાં સાધન એ મુખ્ય વસ્તુ છે — સાચુ જેનાં સાધન એ જ સર્વસ્વ છે હિદુધર્મની માન્યતા પ્રમાણે ગોરક્ષાનુ રહસ્ય ગાય દયાપાત્ર છે એટલા જ માટે તેને બચાવવાના કર્મમાં જ નથી સમાઈ જતુ, પછી કોઈ પણ ઉપાયે બચાવવામાં તો ક્યાથી જ હોય? પણ ગાયને બચાવવાની પાછળ જે આત્મશુદ્ધિ અને તપશ્ચર્યા રહેલી છે તેમાં ગોરક્ષાનુ ખરું રહસ્ય રહેલુ છે કાલિદાસના રઘુવંશમાં

'નંદિની–વરપ્રદાન'ની જે કથા છે તેમાં ગોરક્ષાનો આ મર્મ એટલો સ્પષ્ટ દેખાઈ આવે છે કે, એ કથા અહીં આપવી અસ્થાને નહિ ગણાય

રઘુવંશ મહાકાવ્યને દીપાવનારાં આખ્યાનોમાં નંદિની ગાયે આપેલા વરદાનનું આખ્યાન જેટલુ મનોહર તેટલુ જ પવિત્ર કરનારું છે. દિલીપ રાજાને વૃદ્ધાવસ્થા છતાં સંતાન થયેલુ ન હોવાથી, રાજા રાણીને લઈને વસિષ્ઠ ગુરુની સલાહ પૂછવા તેમના આશ્રમે જાય છે. ઋષિ રાજાને યાદ દેવડાવે છે કે, અજાણતાં સુરભિ કામધેનુની તારાથી એક વાર અવજ્ઞા થયેલી તે માટે મળેલા શાપનુ તુ ફળ ભોગવે છે; એ શાપ સુરભિની પુત્રી નંદિનીની સેવા કરીને ધોવાય એમ છે.

રાજા સેવાપરાયણ રહેવાની પ્રતિજ્ઞા કરે છે, અને પ્રભાતથી સુરભિની સેવામા નિમગ્ન થાય છે. પોતાના વ્રતને અગે અનુચરોને એ રજા આપે છે, અને પોતે અને પત્ની વનવાસનુ સંયમી જીવન ગાળી ગોસેવાપરાયણ થાય છે. એ સેવાની વિગત કવિ વર્ણવે છે:

आस्वादवद्भि कवलैस्तृणाना कण्डूयनैर्दंशनिवारणैश्च ।
अव्याहतै. स्वैरगतै. स तस्या. सम्राट् समाराधनतत्परोऽभूत् ॥

મીઠા ઘાસના કોળિયા તેને ખવડાવતો, તેના શરીરને પપાળતો, ડાંસ વગેરે ઉડાડતો, એને જ્યાં જવું હોય ત્યાં જવા દઈ, તેની જ ગતિને અનુકૂળ થઈ, छायेव ता भूपतिरन्वगच्छत् તેની છાયાની પેઠે તેની સાથે સાથે રહી, તેની આરાધના કરવા લાગ્યો. રાજાના તપનો પ્રભાવ એટલો હતો અને તેનો દયાભાવ એવો વિશ્વવિજયી હતો કે,

આખી વન્ય સૃષ્ટિ મંત્રમુગ્ધ થઈ, અને ऊनं न सत्त्वेष्वधिको ववाधे तस्मिन्वन गोप्तरि गाहमाने । (એ રક્ષા કરનાર રાજાએ વનમાં પગ મૂક્યો કે તરત બળવાન પ્રાણીઓ પોતાનાથી ઓછા બળવાનોને કનડતાં અટકી ગયા.)

રોજ પ્રાતઃકાળે ગાયને લઈને ચરાવવા રાજા નીકળે; તેને રાણી વળાવવા જાય, અને સાયંકાળે રાજા ગાયને લઈને પાછા વળે ત્યારે રાણી બનેને લેવા જાય. બંને ગોસેવાપરાયણ પતિપત્નીનું અને એ ધન્ય ગોમાતાનુ સાયંકાળે થતુ મિલન કવિ વર્ણવે છે

पुरस्कृता वर्त्मनि पार्थिवेन प्रत्युद्गता पार्थिवधर्मपत्न्या ।
तदन्तरे सा विरराज धेनुर्दिनक्षपामध्यगतेव सन्ध्या ॥

(રાજાની આગળ ચાલતી તે ગાય, તેને સામી મળવા આવેલી રાજાની ધર્મપત્ની અને રાજાની વચ્ચે, જાણે દિન અને રજનીની મધ્યે આવતી સંધ્યા જેવી શોભતી.)

સંધ્યાકાળે તેનુ પૂજનઅર્ચન કરી, તેને દોહી, તેના સૂતા પછી સૂતો અને ઊઠતાં પહેલાં ઊઠતો. એ પ્રમાણે ૨૧ દિવસ વીત્યા.

પછી રાજાના ભક્તિભાવની કસોટી કરવા, મુનિની હોમધેનુ, ગંગાના એક ધોધ પાસે, કુમળું ઘાસ જેમાં ઊગી નીકળ્યુ હતુ એવી આવેલી હિમાલયની ગુફામાં, પેસી ગઈ. ગાય હિંસ્ર પશુઓથી સુરક્ષિત છે એમ માનીને રાજા પર્વતની શોભા નિહાળવામાં ગરકાવ થયેલો હતો, તેવામા એક સિંહે આવીને ગાય પર તરાપ મારી, એની રાજાને ખબર પડી નહિ. જ્યારે ગાયનો આર્તરવ સંભળાયો ત્યારે રાજાની નજર પાછી વળી, અને જુએ છે તો રાતી ગાય પર પંજો

મૂકીને કેસરી ઊભો હતો। રાજા શરમાયો અને ભાથામાંથી બાણુ કાઢીને સિંહ પર છોડવા જાય છે ત્યાં જ એનો જમણો હાથ રહી ગયો, અને જાણે મંત્રૌપધિથી એનું સર્વ બાહુબળ હણાઈ ગયેલુ લાગ્યુ. તેની આ લાચારી જોઈ સિંહ ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો, 'હે મહીપાલ, આ વૃથા શ્રમ શાને કરે છે? હુ સામાન્ય સિંહ નથી, પણ મહાદેવનો કિંકર કુંભોદર છુ. શિવજીના પાદસ્પર્શથી પવિત્ર થયેલા મારા શરીર પર તારાં અસ્ત્ર ચાલી શકવાના નથી તેથી આ વ્યર્થ પ્રયત્ન છોડી દે અને ઘેર પાછો જા. તને સોપેલુ કામ તેં કર્યું છે. તારી ગુરુભક્તિ સાબિત થઈ ચૂકી છે. જેનું રક્ષણ શસ્ત્રથી કરવુ અશક્ય છે તેને બચાવતાં નિષ્ફળ જવામા શસ્ત્રધારી ક્ષત્રિયને કંઈ જ શરમાવાનું કારણ નથી' આ પછી સુદર છટાદાર શબ્દચિત્રોથી ભરેલી એક પછી એક પંક્તિમા કવિએ રાજાના અતરમાં ચાલતુ સંશય અને અને શ્રદ્ધાનુ, આશા અને નિરાશાનુ, તુમુલ યુદ્ધ વર્ણવ્યુ છે. ગાયને બચાવવાના પહેલા જ પ્રયત્નમાં નિષ્ફળ ગયેલો રાજા દીન થઈને જવાબ આપે છે, 'હે મૃગેંદ્ર, હું હાલી ચાલી પણ શકતો નથી. એટલે મારું કહેવું તને હસવા જેવુ ભલે લાગે પણ

गुरोरपीदं धनमाहिताग्नेर्नश्यत्पुरस्तादनुपेक्षणीयम् ।

અગ્નિહોત્રી ગુરુની હોમધેનુ – તેનુ ધન – મારી આંખ આગળ નાશ પામતી મારાથી નહિ જોવાય' તેથી તુ મારા પર કૃપા કરીને મારો દેહ લે, એનાથી તારી ભૂખ ભાગ, અને મહર્ષિની આ ગાયને છોડી દે સાજ પડ્યે એનુ નાનકડું વાછરડું બિચારું એની રાહ જોશે'

સિંહ રાજાનો નિશ્ચય ફેરવવા તેને અનેક રીતે સમજાવે છે. સાર્વભૌમ રાજ્ય, જુવાની, સુંદર શરીર એ બધાનો વિચાર કરવાને કહે છે.

भूतानुकम्पा तव चेदियं गौरेका भवेत्स्वस्तिमती त्वदन्ते ।
जीवन्पुन शश्वदुपप्लवेभ्य· प्रजा प्रजानाथ पितेव पासि ॥

'તુ જો ભૂતદયાથી પ્રેરાયો હોય, તો તારો દેહ આપીને તુ આ એક જ ગાયને બચાવીશ પણ જો તુ જીવીશ તો, હે પ્રજાનાથ' તુ તારી પ્રજાને પિતાની જેમ હમેશા સંકટોમાંથી ઉગારી શકીશ.' આગળ ચાલતાં કહે છે: 'પણ જો તને તારા અપરાધથી કોપેલા અગ્નિ જેવા ગુરુનો ડર લાગતો હોય, તો તેમને તો તુ ઘડા જેવા આંચળવાળી કરોડો ગાયો આપીને શાંત કરી શકીશ.' આ દલીલ પણ કામ લાગતી નથી.

આમ સિંહ માનતો નથી, અને ગાયની દયામણી આંખ રાજાના દયાભાવ અને સેવાભાવને વધારતી જાય છે. સિંહને રાજા વધારે સમજાવે છે, પોતાનુ ક્ષત્રિયપદ નિષ્ફળ થાય છે એમ કહીને વીનવે છે; પછી એક મધુરી દલીલ વાપરે છે. કહે છે કે, 'જેમ તુ દેવદારુ વૃક્ષની શિવની આજ્ઞાથી રક્ષા કરે છે, તેમ જ હુ મારા ગુરુની આજ્ઞાથી આ ગાયની રક્ષા કરું છું. એટલે સેવા કરનારો તુ મારો સેવાભાવ કેમ સમજતો નથી?' આ પછી વળી એક ભવ્ય દલીલ કરે છે·

किमप्यहिंस्यस्तव चेन्मतोऽहं यश शरीरे भव मे दयालु ।
एकान्तविध्वंसिषु मद्विधाना पिण्डेष्वनास्था खलु भौतिकेषु ॥

(પણ તને એમ લાગે કે મારી હિંસા ન થઈ શકે, મારા ઉપર દયા આવતી હોય, તો શા સારુ આ નશ્વર શરીર ઉપર દયા કરે છે? મારુ જે યશ:શરીર — અમર યશરૂપી મારું જે શરીર છે — તે ઉપર દયાળુ થા, અને આ નશ્વર દેહને ખાઈ તુ ધરા. જે કેવળ નશ્વર પિંડ છે તેની ઉપર મારા જેવાને કશી આસ્થા કે સ્પૃહા નથી.)

આ દલીલથી સિંહ મહાત થાય છે અને કહે છે, 'तथेति' (તેમ થાઓ) એટલે રાજા સિંહની ક્ષુધાશાતિને સારુ તેને ચરણે પોતાના દેહને 'માંસના ગોળાની જેમ' અર્પણ કરે છે. પણ શુ આશ્ચર્ય! સિહની ઉગ્ર તરાપને બદલે આકાશમાથી પુષ્પવૃષ્ટિ ઊંધે માથે સૂતેલા રાજા પર પડે છે, અને એક ધીમો અમૃત જેવો મીઠો અવાજ સભળાય છે, 'હે વત્સ, ઊઠ.' રાજા ઊઠે છે, અને જુએ છે તો સામે પોતાની જનની જેવી પેલી ગોમાતા દૂધની ધાર છોડતી ઊભેલી છે અને સિંહ અદૃશ્ય થઈ ગયો છે!

રાજાની સત્ત્વપરીક્ષા પૂરી થાય છે. તેના પ્રચંડ આત્મબલિદાનનો વિજય થયો છે. નંદિની તેને કહે છે કે, 'આ સિંહ તો મારી જ માયા હતો. એ માયા કરીને મેં તારી કસોટી કરી. ઋષિના પ્રભાવથી કાળ પોતે પણ મારા પર પ્રહાર કરવા અસમર્થ છે' — मायां मयोद्भाव्य परीक्षितोऽसि। રાજાની ગુરુભક્તિથી, સેવાથી અને દયાથી પ્રસન્ન થયેલી ગાય સંતાનપ્રાપ્તિ માટે ઉત્સુક રાજાને તેનો માગેલો વર આપે છે, અને કહે છે,

भक्त्या गुरौ मय्यनुकम्पया च प्रीतास्मि ते पुत्र वरं वृणीष्व ।
न केवलानां पयसा प्रसूतिमवेहि मा कामदुघां प्रसन्नाम् ॥

## સાચી ગોરક્ષા

'તારી ગુરુભક્તિ અને મારા ઉપરની દયાથી હુ પ્રસન્ન થઈ છુ. હે પુત્ર, તુ વર માગ. હું એકલુ દૂધ જ આપુ છુ એમ ન માનતો. હુ કામધેનુ છુ. પ્રસન્ન થાઉ તો ગમે તે આપી શકું છુ.'

કવિએ અહીં દિલીપને સાક્ષાત્ પ્રેમમૂર્તિ ચીતર્યો છે. ગાયને બચાવવા પ્રાણાર્પણ કરવું કે કરોડો ગાયોના દાનનું પુણ્ય મેળવવું એ ધર્મસંકટમા પસંદગી કરતા તેને વાર લાગતી નથી. નિઃશંકપણે તે પ્રાણાર્પણ કરવાનું પસંદ કરે છે, અને એમ કરતા અકલ્પિત રીતે દૈવી સત્ત્વને પ્રસન્ન કરે છે. સત્યની એની અવિરત શોધને પરિણામે તેને ગોરક્ષાનો સાચો માર્ગ—અહિંસાનો સંપૂર્ણ પ્રેમનો માર્ગ—જડ્યો છે. અને તે માર્ગ લેતા એને બધી રિદ્ધિસિદ્ધિ મળી રહે છે.

જે અનુભવ દિલીપને થયો તે આજે આપણને પણ થઈ શકે છે. તેની સામે જે સવાલ હતો તે જ આપણી આગળ છે. જે ગાયની સેવા અને રક્ષાને હિંદુધર્મે પવિત્ર કર્તવ્યરૂપ માની છે, તે ગાય એટલે કેવળ એ નામનું પશુ જ સમજવાનું નથી. આપણા ધર્મગ્રંથોમાં દુઃખપીડિત ધરણીને પણ ગાયરૂપે કલ્પેલી છે; ધરણીને જ ગો નામ આપેલુ છે. જ્યારે જ્યારે પૃથ્વીરૂપી ગોમાતા પાપના ભારથી ત્રાસી જાય છે ત્યારે તે શ્રીવિષ્ણુ આગળ પોકાર કરવા દોડે છે. એ ગોમાતાની સેવા એટલે દુઃખે પીડાતી સમસ્ત માનવજાતિની સેવા; 'જેઓની કાયા કામના બોજાથી ઘસાઈ જાય છે, જે અનેક વિંટબણાઓથી પીડાય છે, થાકી જાય છે, છતા જેમને આરામ મળતો નથી,' એવાં બધાં માનવી ભાઈભાંડુની સેવા, દરિદ્રનારાયણની સેવા

—પછી એ દરિદ્રનારાયણ ભલે ઉત્કલનાં હાડપિંજરરૂપે અવતર્યાં હોય, કે ઉજળિયાત કહેવાતા વર્ગોની તિરસ્કારભરી તુમાખીનો ભોગ થઈ પડેલા, અજ્ઞાન, ભૂખમરા અને હાડમારીઓથી ભરેલું હીન જીવન ભોગવતા દલિત અંત્યજોનાં શરીરોમાં અવતરી કષ્ટ અનુભવતા હોય.

આ આપણો આદર્શ છે. એ સિદ્ધ કરવાને માટે ગાયોને રસી મૂકવાની સોંઘી યુક્તિ કામ લાગે ખરી? અથવા, જે માણસ ગાયને મારવાનો છે તેને મારી નાખીને ગાય છોડાવવાનો કે પૈસાની છોળોમાથી થોડા પૈસા ખરચી કતલખાનામાથી ઢોર ખરીદી લેવાનો—આ પારકાના બલિદાનનો લાભ લેવાનો રસ્તો કામ આવે ખરો? એનો સાચો રસ્તો તો દિલીપે બતાવી મૂકચો છે. એ માર્ગ છે સંપૂર્ણ પ્રેમનો, આપભોગનો અને આત્મશુદ્ધિનો. એવા પ્રેમ આગળ અરણ્યની કુદરત પણ નરમ થઈ જાય છે, અને આખી દુનિયા તેને વશ વર્તે છે. ગોરક્ષાના આ આધ્યાત્મિક આદર્શને હિંદુધર્મે ઊંચામા ઊંચો ધર્મ માન્યો છે, અને એટલે જ વસિષ્ઠની નંદિનીએ વરદાન આપ્યું છે:

न केवलानां पयसां प्रसूतिमवेहि मां कामदुघा प्रसन्नाम् ।

'હું એકલું દૂધ જ આપી શકું છું એમ ન માનતો હું કામધેનુ છું. પ્રસન્ન થાઉં તો ગમે તે આપી શકું છું.'

૫૦

[ આ શક્તિશાળી લેખ સૌ વાંચે, અને ભારતવર્ષની ગોપૂજાનો સાચો મર્મ સમજે એવી મારી ભલામણ છે.

તા. ૩૦–૯–'૨૮ **મો૦ ક૦ ગાંધી.**]

૩

## ગોરક્ષા

એક વખત એવો હતો કે જ્યારે કેટલાએક દેશમાં પિતા પોતાના પુત્રનો પૂરેપૂરો માલિક ગણાતો. પિતા પુત્રને મારી નાખે તો લોકો કહેતા, આપણે વચમાં શા સારુ પડવું પડે? તેનુ હતુ ને તેણે તોડી નાંખ્યુ. આજે જો હું મારા બગીચાનુ એકાદ ઝાડ કાપી નાખું તો તેને વિષે મારો પડોશી તકરાર કરશે નહિ. સુદર ઝાડ હું નાહક પાડી નાંખુ તો તેમને બહુ તો ખોટું લાગશે, પણ તેઓ તકરાર કરવાનો હક પોતાને છે એમ નથી માનતા. રોમન લોકોમાં ઘરના ગુલામને મારી નાખવો એ પ્રથમ ગુનો ન ગણાતો, પણ પાછળથી જેમ જેમ જીવદયા વધતી ગઈ તેમ તેમ ગુલામોને જીવવાના હકો અપાવા લાગ્યા. કોઈ ગુલામ સારો વૈદ્ય, અધ્યાપક કે રસોઇયો હોય તો તેનો વધ આખા સમાજને સાલે, અને એ રીતે સામાજિક નીતિ બંધાય કે કારીગરને મરાય નહિ. અનેક દેશના જૂના કાયદાઓમા કારીગરોની રક્ષા વાસ્તે ખાસ નિયમો ઘડેલા છે

આપણે ત્યાં સરકારી અધિકાર મારફતે અને સજાની બીક મારફતે જીવદયાનો પ્રચાર કરવા કરતાં ધાર્મિક પાપ-પુણ્યનો ખ્યાલ લોકોમાં રૂઢ કરી સામાજિક નીતિમત્તા સુધારવાનો પ્રયાસ થતો આવ્યો છે. વડ કે પીપળા જેવા સાર્વજનિક ઉપયોગનાં ઝાડ કાપવા એ પણ પાપ છે એમ મનાતું આવ્યુ છે કાશ્મીરમાં ચિનાર ઝાડ જો કોઈ વાઢે તો તે ભારે અયોગ્ય ગણાય છે. ચિનાર સર્વ વૃક્ષોનો રાજા છે. તેની છાયા અતિ શીતળ હોય છે. એક ચિનાર એટલે ચાર ધર્મશાળા.

બહુ પ્રાચીન કાળમા હિન્દુસ્તાનમાં એવો સમય હતો કે જ્યારે ગોવધ નિષિદ્ધ ન હતો સર્વ પશુઓની હિસા થતી. પણ જ્યારે આપણા ધર્મકારોના મનમાં જીવદયાનું તત્ત્વ પૂરું ઠસ્યુ, ત્યારે તેમણે પ્રજાના મનમાં પશુઓ પ્રત્યે સમભાવ અથવા દયાભાવ ઉત્પન્ન કરવાના અનેક ઉપાયો યોજ્યા પશુઓ પોતાના આહારને માટે સરજાયાં છે એમ માનનાર પ્રજાને સાર્વત્રિક જીવદયા એકાએક ગળે ઊતરે નહિ. આજે પણ આપણે તે મુશ્કેલી અનુભવીએ છીએ. તેથી ઋષિ-મુનિઓએ તપાસ્યુ કે શરૂઆત ક્યાંથી થઈ શકે બકરાં મુરઘાં જેવાં પશુ, જેમનો ખોરાક એ એક જ ઉપયોગ હતો, તે તો દયાના ક્ષેત્રમા આવવાં અશક્ય જ હતાં ઘોડા જેવા પ્રાણીઓનો ઉપયોગ માંસ કરતાં મજૂરીમાં વધારે થઈ શકે છે. ઘોડાના વધનો નિષેધ કરવામાં આવે તો તે કાંઈક સંભવનીય હતુ.

પણ ઘોડા કરતાયે મનુષ્યના વધારે પરિચયમાં આવેલું અને અનેક રીતે મનુષ્યોને ઉપયોગી થઈ પડતુ પ્રાણી એ

તો ગાય છે. ગાયબળદના માસ કરતાં તેમની મજૂરી વધારે ફાયદાકારક હોય છે. અને ગાય તો ઘીદૂધ આપતી હોવાથી મા વગરના બાળકની બીજી માના જેવી જ થઈ જાય છે. ગાયનો સાત્ત્વિક અને પ્રેમી સ્વભાવ, તેના દૂધની ઉપયોગિતા, બળદની મજૂરીની ખેતીમાં જરૂર, એ બધી વસ્તુઓનો વિચાર કરી આપણા સ્મૃતિકારોએ જીવદયાની શરૂઆત ગાયથી જ કરી. જીવદયાની શરૂઆત ત્યાંથી જ થઈ શકે તેમ હતી. પારકાંઓ કરતા પોતાના દેશભાઈઓ પ્રત્યે જેમ સ્વાભાવિક રીતે પ્રેમ વધારે છૂટે છે, તેમ આપણા પરિચયમા, આપણા જીવનમાં ઓતપ્રોત થયેલાં ગાયબળદ જેવાં જનાવરો પ્રત્યે જીવદયા ઉત્પન્ન કરવી સહેલી હોય તેમાં શી નવાઈ? ગાયના લાભ બતાવી ગાયનુ રક્ષણ કરવા જતાં ગાયનું રક્ષણ થાય, પણ માણસનો સ્વાર્થ વધે, દયાભાવ, આત્મૌપમ્યભાવ જાગૃત થાય નહિ. અને માણસની ઉન્નતિ તો દયાભાવમા જ રહેલી છે. માટે આપણા સમાજવ્યવસ્થાપકોએ ગાયનો પ્રેમ અને ગાયનુ અભિમાન આપણામાં કેળવ્યુ. મનુષ્ય પ્રત્યે અહિંસાભાવ કેળવવો એ પ્રમાણમાં સહેલી વસ્તુ છે. પશુઓ પ્રત્યે તે ભાવ કેળવવો અઘરો છે એ જોઈ ગાય વિષે પૂજ્યભાવ તેમણે પેદા કર્યો, અને ગાયનું રક્ષણ કરવું એ હિન્દુમાત્રનુ કર્તવ્ય છે એમ નક્કી કર્યું. પણ મનુષ્યવધ કરીને ગોવધ અટકાવવો એમ તો તેમનો ઉદ્દેશ ન જ હોઈ શકે.

આપણે જબરજસ્તીથી ગોવધ અટકાવવા જઈએ તો જૈન લોકોને જબરજસ્તીથી બકરાનો અને મુરઘાનો જે વધ માતા આગળ થાય છે તે અટકાવવાનો હક કેમ ન હોય?

અને આમ આપણે બધે જબરદસ્તી ચલાવીશું તો પશુહિંસા કરતાયે વધારે મનુષ્યહિંસા થઈ જવાની, અહિંસાને નામે અહિંસાધર્મની જ હિંસા થઈ જવાની.

તેથી હું એમ કહેવા નથી માગતો કે હિન્દુઓએ ગોરક્ષાનો સવાલ છોડી દેવો. આપણે ગોરક્ષા છોડી દઈએ તો હિન્દુ મટી જઈએ. હિન્દુ જાતિએ ગોરક્ષાની પાછળ પોતાનુ સર્વસ્વ હોમવું જોઈએ. એ આપણો વારસો છે. તેનો ત્યાગ કરીએ તો આપણે કુલાગાર ગણાઈએ. પણ ગોરક્ષા મુસલમાનો સાથે વેર બાંધીને આપણાથી ન જ કરાય. મનુષ્યદ્રોહ કરી જીવદયા કેળવવી એ ધર્મ નથી, આવેશ છે. અત્યાર સુધી આપણે ખોટે રસ્તે જઈ આપણા મુસલમાનભાઈઓને જિદ્દી બનાવી મૂક્યા હતા. આ બે વર્ષમાં આપણે યોગ્ય રસ્તે કામ લીધુ તેથી ગોવધ ઘણો અટક્યો છે એ આપણો પ્રત્યક્ષ અનુભવ છે.

મુસલમાનભાઈઓ ગાયના શત્રુ નથી એટલું આપણે ધ્યાનમાં રાખીશુ તો તેમની મદદથી જ આપણે અરધી દુનિયામા ગોરક્ષા કરી શકીશુ. પ્રથમ તો જો હિન્દુ-મુસલમાન એક થઈને સ્વરાજ્ય અને ખિલાફત મેળવીશું, તો હિંદુ-સ્તાનમા ગોરા લશ્કરના આહારને અર્થે જે પાર વગરની ગોહત્યા થાય છે તે પોતાની મેળે અટકી જશે.......... કોઈના ધાર્મિક રીતરિવાજોમા આપણે પરાણે ફેરફાર ન જ કરી શકીએ. તે તે ધર્મના ધર્મગુરુઓની ધાર્મિકતા ઉપર જ શ્રદ્ધા રાખવી જોઈએ. જે ઇસ્લામે સાત બકરાંને બદલે એક ગાયની કુરબાની કબૂલ રાખી છે તે ગોરક્ષાનો રસ્તો શોધી કાઢી ન જ શકે એમ નથી. પણ એ રસ્તો ઇસ્લામના

ધર્મગુરુઓ જ અંતરની પ્રેરણાથી નક્કી કરે. આપણે આપણી ઢબે ધાર્મિક આજ્ઞા અને જીવદયાનો મેળ અનેક ઠેકાણે બેસાડ્યો છે શક્તિ-ઉપાસનામાં જ્યાં પશુના બલિદાનનું વિધાન છે ત્યાં આપણે અડદના લોટનું પશુ બનાવીને અથવા કોળુ વધેરીને કામ ચલાવીએ છીએ. મનુષ્યમાત્રના હૃદયમાં પરમાત્માએ જીવદયા સરજેલી છે જ. તે જેમ જેમ વધે તેમ તેમ પશુરક્ષાના માર્ગ પોતાની મેળે ખૂલશે. જીવદયા ધર્મવિરુદ્ધ છે એમ કોઈ ધર્મ કહેતો નથી. આપણે ધીરજ રાખીએ અને પોતે જીવદયા કેળવીએ એ જ સૌથી પ્રથમ જરૂરનું છે.

તા. ૧૦-૯-'૨૨ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

૪

# ગોરક્ષા : વૈશ્યકર્મ

મારફાડ કરીને ગાયનુ રક્ષણ કરવું એવી ધર્મની આજ્ઞા નથી એમ લાગે છે. બ્રાહ્મણ પોતાના તપ વડે ગાયનુ રક્ષણ કરે. ક્ષત્રિય દિલીપ રાજાની પેઠે પોતાનુ બલિદાન આપી રક્ષણ કરે. પણ ગોરક્ષાનુ કર્તવ્ય ધર્મશાસ્ત્રે વૈશ્યકર્મ તરીકે જ બતાવ્યુ છે. वैश्यकर्म स्वभावजम् ।

આજની પરિસ્થિતિમાં એમ ન કહેવાય કે વૈશ્ય લોકો જ ગાયનું રક્ષણ કરે, પણ પશુઓનુ રક્ષણ વૈશ્ય ઢબે જ કરવું જોઈએ એવો ઉપરના વચનનો અર્થ થાય છે. આખો સમાજ ગાયબળદનો એક **રાષ્ટ્રીય ટ્રસ્ટ** કરે અને ગાયોને પોતાના તાબામા લઈ એમનું રક્ષણ કરે એ જ એક ધર્મ્ય માર્ગ છે.

ગોરક્ષા એ બીજાઓનું કામ નથી, વૈશ્યોનું જ કામ છે. વૈશ્યો ગોરક્ષા કરે ત્યા સુધી બીજા એમાં ન પડે એમ મનુએ પોતાની સ્મૃતિમાં સ્પષ્ટ કહ્યું છે. આજે એનો અર્થ એમ કરીએ કે, વૈશ્ય ઢબે ગોરક્ષા થાય ત્યાં સુધી બીજાં સાધનો ન જ વાપરવાં વૈશ્યની કુનેહથી જ ગોરક્ષા થઈ શકે એમ છે.

આ રહ્યું મનુ ભગવાનનું વચન : प्रजापतिर्हि वैश्याय सृष्ट्वा परिददे पशून् । [अ ९ श्लो. ३२७]

(વિધાતાએ પશુઓને પેદા કરીને તેમને રક્ષણને માટે વૈશ્યોને સુપ્રત કર્યા છે.) માટે વૈશ્યે वार्ताया नित्ययुक्तः स्यात् पशूनां चैव रक्षणे । [९ ३२६]

## ગોરક્ષા વૈશ્યકર્મ

વૈશ્યે, કૃષિ, ગોરક્ષા અને વાણિજ્યમાં હમેશ મશગૂલ રહેવું અને વિશેષતઃ પશુઓના રક્ષણમાં. બીજી રીતે આજીવિકા અને ધનપ્રાપ્તિ ઉત્તમ થતી હોય તોપણ વૈશ્યોએ ગોરક્ષામાં બેદરકાર ન જ થવું ઘટે. અને જ્યાં સુધી વૈશ્યો પશુરક્ષણ કરવા તૈયાર છે ત્યાં સુધી બીજાઓએ એમાં ન જ પડવું જોઈએ

न च वैश्यस्य कामः स्यात् "न रक्षेयं पशून्" इति ।
वैश्ये चेच्छति नान्येन रक्षितव्या कथचन ॥ [९. ३२८]

(ખેતી વગેરેમા ઉત્તમ કમાણી થતી હોય તોપણ) વૈશ્યે 'પશુનું રક્ષણ હું ન કરું' એવો ખ્યાલ ન કરવો એણે જરૂર પશુનું રક્ષણ કરવું જ જોઈએ. અને જ્યાં સુધી વૈશ્ય આ કર્તવ્ય પાર પાડવાની ઇચ્છા રાખતો હોય ત્યા સુધી બીજાઓએ એમા ન પડવુ.

આના પછી મનુ ભગવાને વૈશ્ય લોકોએ કઈ કઈ વિદ્યાઓ જાણવી જોઈએ એનુ મહત્ત્વનું વર્ણન આપ્યુ છે. આજના યુગમા પણ એ બધી વિદ્યાઓ મહત્ત્વની ગણાશે. તેમા पशूनां परिवर्धनम् (cattle breeding) પશુપાલનને સ્થાન છે. એનો અર્થ ટીકાકારે નીચે પ્રમાણે કર્યો છે:

अस्मिन् देशे, काले, अनेन च तृण-उदकयवादिना पशवो वर्धन्ते अनेन क्षीयन्ते इति एतद् अपि जानीयात् ।

ઢોરઉછેર માટે અમુક સ્થળ, અમુક મોસમ તેમ જ અમુક જાતનુ ઘાસ, પાણી, અનાજ વગેરે અનુકૂળ છે. તેથી ઢોર પુષ્ટ થાય છે, સુધરે છે અને વધે છે તેમ જ અમુક સંજોગોમાં ઢોર નબળાં પડે છે, વણસી જાય છે એ બધુ જાણવું જોઈએ.

તા. ૨૦-૬-'૨૬ ૬૧૦

૫

# આપણાં આશ્રિતો

આપણા ધર્મમા વૃત્તિચ્છેદનુ પાપ વધ જેટલુ જ ગણેલુ છે વૃત્તિ એટલે આજીવિકાનુ સાધન. વૃત્તિચ્છેદ એટલે કોઈની આજીવિકાનુ શુદ્ધ સાધન તોડી એને અસહાય બનાવવો તે. દરેક પ્રાણી એની વૃત્તિ સાથે જન્મેલો છે. તેથી જ એ કોઈના પર ભારરૂપ નથી થતો. કામ નાનું હોય કે મોટુ હોય, હળવુ હોય કે અઘરુ હોય; જ્યાં સુધી વ્યક્તિ પોતાનું કામ કર્યાં કરે ત્યાં સુધી એનો ભાર ઉપાડવો એ કુદરતને માટે અથવા સમાજને માટે અઘરુ નથી. મજૂર મજૂરી કરે ત્યાં સુધી એ બાદશાહ છે એને કોઈનો ડર નથી, કશાની ફિકર નથી. મજૂરીનો ઝરો વહ્યાં કરે ત્યાં સુધી એની આજીવિકા એને માટે તૈયાર છે જ

સમાજે પોતાની હાજતો નક્કી કરી, તે તે હાજતો પૂરી પાડનાર વર્ગો તૈયાર કરેલા છે. એ વર્ગ જ્યાં સુધી સમાજે ચીધેલુ કામ કરવા રાજી છે ત્યા સુધી એને પોષણ આપવા સમાજ બધાયેલો છે જ કુદરતનો કાનૂન જુદો છે. માનવી સમાજનો કાનૂન જુદો છે. કુદરતનો ન્યાય અચૂક છે પણ અકળ છે. માણસ હૃદયધર્મથી બધાયેલો છે, દીર્ઘદષ્ટિથી કેળવાયેલો છે, પરસ્પરાવલંબનથી પુષ્ટ થયો

છે. એનો જીવનધર્મ વિશેષ છે પશુઓ પણ અસહાય બાળકોની રક્ષા કરે છે અને તેમને કેળવે છે. માણસ એટલું કરે તો તેમાં શી નવાઈ? ન કરે તો આશ્ચર્ય. બાળકોના રક્ષણ અને શિક્ષણમા જેટલો પ્રેમ રહ્યો છે એટલો જ દીર્ઘ સ્વાર્થ પણ રહ્યો છે પશુઓમાં માંદાઓની માવજત છે, નથી એમ નથી. પણ તે અમુક હદ સુધી જ. માણસે પોતાના કૃત્રિમ જીવનથી જેમ રોગો વધાર્યા છે, તેમ માંદાઓનુ પ્રતિપાલન કરવું, દવાપાણી કરીને એમને સાજાં કરવાં, બની શકે તેટલું એમનુ દુઃખ મટાડવું, એ પોતાની જવાબદારી પણ સમાજ વધારે ને વધારે સ્વીકારતો થયો છે.

આખો જન્મારો એક કે બીજી રીતે જેણે સમાજની સેવા કરી છે અને સમાજ ઉપર વિશ્વાસ અને આધાર રાખ્યો છે, તેને ઘડપણમાં સુખી અને સ્વતંત્ર રાખવો, તેના છેલ્લા દિવસો ચિંતામાં અને ઓશિયાળ અપમાનમા ન જવા દેવા, એ પણ સમાજે પોતાની ફરજ માની છે. ધર્મશાસ્ત્રકારોએ એ કર્તવ્ય વિષે ગંભીર અને ઉમદા વચનો ઘડી રાખ્યા છે સમાજે તેનો સ્વીકાર કર્યો છે. અનાથ, અસહાય અને વૃદ્ધોનુ રક્ષણ કરવું એ પુરુષાર્થ અને પરાક્રમનુ મુખ્ય ભૂષણ અથવા સાર્થક્ય માનેલુ છે.

આ બધો ધર્મ માણસ માણસમાં જ પરિસમાપ્ત નથી થતો જે પ્રાણીઓ હિંસા કરે છે, પોતાનો ઘાત કરે છે, નુકસાન કરે છે તેમના પ્રત્યે માણસે શિકારધર્મ ગોઠવ્યો છે હિંસ્ર અને નુકસાનકર્તા પ્રાણીઓને જુએ તેવા જ મારી નાખે. છતા આમા પણ શૂર લોકોએ કેટલાક નિયમોનુ પાલન

રાખ્યું છે. વાઘવરુ સૂતાં હોય ત્યારે એને ન મરાય. એને પડકારીને ઉઠાડ્યા પછી જ એની સામે થવાય. તેમાંય વળી કોઈ માદા ગર્ભિણી હોય તો એને ન મરાય. અને મનુષ્યવસ્તીથી દૂર ઘોર જંગલમાં એ જાનવરો રહેતાં હોય ત્યા જઈને એમને મારવા અથવા ત્યાંથી એમને લલચાવીને મનુષ્યવસ્તીમાં આણીને મારવાં એ શિકારધર્મ નથી. જેમ મનુષ્યવસ્તીમાં માણસને નિર્ભય રહેવાનો હક છે તેમ ઘોર અરણ્યમાં પશુઓને પણ માણસની કનડગત વગર રહેવાનો હક છે, એમ શિકારધર્મે સ્વીકાર્યું છે.

પશુઓનો બીજો વર્ગ તે ઘેટા, બકરા કે મરઘાં જેવા પ્રાણીઓનો. આ વર્ગનો માણસજાતના ખોરાક ઉપરાંત બીજો ઝાઝો ઉપયોગ નથી ખોરાકને અર્થે જ આવા તમામ પશુઓને માણસે પોતાને કબજે કર્યાં છે. પોતાની ગરજ પ્રમાણે એમને જિવાડે છે, વધવા દે છે, અને અંતે હોઇયાં કરે છે. માણસજાત માંસાહારમાથી ઊગરી ગઈ નથી ત્યાં સુધી આ સ્થિતિ ચાલવાની જ. જેટલા લોકો માસાહાર તજી શક્યા છે તેઓ આવાં પશુઓને મારે નહિ અને પાળે પણ નહિ. જેમની હત્યા થવાની જ છે, હત્યા માટે જ જેમને જિવાડવામા આવે છે, એવા પ્રાણીઓનો ઉછેર અહિંસક માણસ ન જ કરે.

પશુઓનો ત્રીજો વર્ગ તે ગાય, ભેંસ, ઘોડા, ઊંટ, હાથી, કૂતરાં, બિલાડા વગેરે પશુઓનો. માણસે આવાં પશુ પાસેથી સેવા લેવાની યુક્તિ શોધી કાઢી છે. આ બધાં પાળેલા જાનવર ગણાય. મહેનત — કીમતી મહેનત — આપી આ બધાં જાનવરો માણસના જીવનનાં સાથી થયા છે.

એક રીતે જોતાં એ બધાં માણસજાતની મૂડી છે; બીજી રીતે જોતાં માણસનાં એ સહકારી મિત્ર છે. બન્ને રીતે એમનુ પાલન માણસને ઇષ્ટ છે. હૃદયધર્મ કહે છે કે, જેની સેવા લઈએ છીએ, જે આપણા અન્નદાતા થયા છે, જેનું પાલન કરવામાં આપણે સ્વાર્થ અને આનંદ મેળવતા આવ્યા છીએ, તેમના ઉપર છરી ન ચલાવાય, તેમનો ઘાત ન કરાય. મંદવાડમાં એમની માવજત કરવી ઘટે છે. ઘડપણમાં એમને જીવનની છેલ્લી ઘડીઓ સ્વાભાવિક અવસ્થામાં પૂરી કરવા દેવી જોઈએ એમા જ આપણી માણસાઈ રહેલી છે, એ જ આપણાં બુદ્ધિ અને પરાક્રમની શોભા છે. એમાં જ હૃદયનો વિકાસ છે અને પરમાત્માનો સંતોષ છે,

કોઈ પણ જાનવરને પાળતા પહેલાં, એની સેવા લેતા પહેલા એની આખી જવાબદારી ઉઠાવવાની આપણી તાકાત છે કે નહિ એ માણસે વિચારી લેવુ ઘટે છે. જેટલા પાળેલા છે તેમની જવાબદારી પ્રથમ પૂરી કરે, પછી નવા વધારવાનો વિચાર કરે. આ દૃષ્ટિએ વિચારતાં ભેસ અને બકરી દૂધને માટે માણસે નહોતી જ રાખવી જોઈતી. હાથી, ઘોડા, ઊંટ એ જાનવરો તો, નર અને માદા બંને, આખર સુધી સેવા આપી સુરક્ષિત થયાં છે સેવાની ઉપયોગિતા એ તે તે પશુઓની વૃત્તિ છે. એ વૃત્તિનો છેદ જ્યાં સુધી નથી થયો ત્યાં સુધી તે નિર્ભય છે. રાજપૂતાનાના રેતાળ મુલકમાં જ્યા સુધી ઊંટ વગર ચાલતુ નથી ત્યા સુધી ઊંટ બિચારુ સલામત છે. ત્યાં મોટરો વધે એટલે ઊંટોનો વૃત્તિચ્છેદ થયો જ. પછી ઊંટને કુબેર પણ બચાવી ન

શકે કે દિલીપ પણ બચાવી ન શકે. મોટરોએ ઘોડાઓનો વૃત્તિચ્છેદ ઘણો કર્યો છે અને હજીયે કરશે.

કુદરતી રીતે વધારેમા વધારે જીવવાની અનુકૂળતા ગાયબળદને છે. દૂધને માટે ગાય અને ખેતીને માટે બળદ એ બન્ને અત્યંત આવશ્યક છે એમનો વૃત્તિચ્છેદ થાય તો હિંદુસ્તાનની સમાજરચના તૂટી જશે-અને નવી ઊભી થતા પહેલાં તે પશુઓની સાથે અસંખ્ય મનુષ્યો હોમાઈ જશે. એટલા માટે હૃદયધર્મ સાથે જીવનધર્મ પણ કહે છે કે ગાયબળદની રક્ષા કરો.

ગાય અને બળદ બન્નેની ઉપયોગિતા સરખી, અખંડ હોત તો તો સવાલ ન હતો. બળદ હળનુ કામ ન હોય ત્યારે ગાડામાં જોડાય છે અને એ રીતે એ બિચારાની વૃત્તિ અવ્યાહત ચાલે છે. વરસનો દરેક દહાડો સેવા આપવાની એને તક મળે છે, તેથી એ નિર્ભય છે. એનો વૃત્તિચ્છેદ થાય નહિ ત્યા સુધી એ નિર્ભયતા ટકવાની. ધંધાદારને ભો નહિ

ગાયનુ એવું નથી. એ બારમાસીના ફૂલની પેઠે અખંડ દૂધ આપી શકતી નથી. એ વસૂકી જાય છે અને અમુક ઉમ્મર પછી એ નિરિન્દ્રિય થાય છે. પછી એ વાછરડા પણ ન આપી શકે અને દૂધ પણ ન આપી શકે. એવી સ્થિતિમાં ગાયનું રક્ષણ કરવુ એ માણસનો ધર્મ છે. એ રક્ષણ ઓછામા ઓછે ખર્ચે અને અત્યંત સ્વાભાવિક રીતે કરવું એ માણસની આવડતનો સવાલ છે. માણસે પોતાની તમામ બુદ્ધિશક્તિ અને યોજનાશક્તિ એની પાછળ ખરચવી જોઈએ: ગાયની પ્રજા પુષ્ટ થાય, એનું દૂધ વધે

અને કસદાર થાય, એ બાખડી હોય ત્યારે ઓછામાં ઓછે ખર્ચે એનું ગુજરાન ચાલે, અને એ નિરિન્દ્રિય થાય ત્યારથી માંડીને સ્વાભાવિક મોતે મરી જાય ત્યાં સુધીનો વડપણનો ગાળો બની શકે તેટલો ઓછો કરવામાં આવે. એ ગાળા દરમિયાન પણ ગાયને કંઈક ધંધો શોધી દેવામાં આવે. ગાય જીવતી હોય ત્યાં સુધી એનાં છાણમૂતરનો પણ વધારેમાં વધારે સારો ઉપયોગ કરવામાં આવે. એ સ્વાભાવિક મોતે મરી ગયા પછી એના ચામડા, હાડકા, આંતરડા વગેરેમાંથી વધારેમા વધારે ઊપજ કરવામા આવે અને આટલું કર્યા પછી જેટલે દરજ્જે ગાય પરાવલંબી રહે તેટલે દરજ્જે એને જિવાડવાનો બોજો દૂઝણા ધંધા ઉપર જ પડે એવી ગોઠવણ કરવામાં આવે, તો જ ગૌરક્ષા થાય જે ગાય પોતે જીવી માણસને પણ જિવાડે છે અને પૈસાદાર બનાવે છે એ જ ગાય પોતાની જાતિનાં અસહાય, અપંગ, ઘરડા પ્રાણીઓને સહેજે જિવાડી શકે ફક્ત માણસે પોતાનો લોભ તેટલા પૂરતો મર્યાદિત કરવો જોઈએ.

ભેંસ એ પ્રાણી ગાયનું જબરદસ્ત હરીફ છે. એના પાડાનો બોજો માણસજાત ઉપર પડત તો માણસને ખબર પડત. પણ ગમે તે બહાનું કાઢી અથવા બહાના વગર પાડાને નિર્દયપણે મારી નાંખવાની પ્રથા અખત્યાર કરી માણસે ભેંસનુ દૂધ, એમા વધારે ચરબી હોય છે એ જ કારણે વધારે વાપરવા માડયું તેથી ગાયની આજીવિકા વધારે કઠણ થઈ. ગાયને જિવાડવી હોય તો જ્યા જ્યાં ગાયને આશ્રય આપી શકાય એમ હોય ત્યા ભેંસનો મોહ છોડી દેવો જોઈએ.

ભેંસને પાળી ન હોત તો સારુ થાત એ ખરું. પણ ભેંસને દુનિયામા સ્થાન જ નથી એમ નથી. કેટલાક પ્રદેશો એવા છે કે જ્યા બળદ કામ કરી ન શકે. ત્યાંની આબોહવા ને ખોરાક પણ બળદને સદે નહિ. એવે ઠેકાણે પાડાઓ કામ કરે છે. એવે ઠેકાણે પાડાની કિંમત બળદ કરતા વધારે હોય છે. મોટા પાયા પર આવા પ્રદેશોની તપાસ કરી, બની શકે તેટલા પાડા ત્યા મોકલી દેવા ત્યાં પાડા સસ્તા થશે, ખેતી વધશે, અને ખેડૂતોને લાભ થશે સ્વરાજ્યમાં ખેતીખાતુ અને રેલવેખાતુ મળીને દેશને ખર્ચે જાનવરોને જરૂર હોય ત્યા મોકલી દેશે. આ વસ્તુ તદ્દન શક્ય અને વ્યવહારુ છે જ્યાં બળદ ન ટકે ત્યા ગાય પણ ન ટકે. નિ સત્ત્વ ખોરાક પર ગાય નથી નભી શકતી. એવે ઠેકાણે ભેંસ ભલે પોતાનુ ઘર કરે અને લોકોને દૂધ જેવો પૌષ્ટિક ખોરાક પૂરો પાડે

બળદ ન ચાલી શકે અને પાડા ચાલી શકે એવા સ્થાનો પરિમિત જ છે તેટલા પૂરતી જ ભેંસપાડાની ઉછેર રાખી હોય તો સારુ

બકરીનો સવાલ જરા જુદો છે. માણસે બકરાબકરી સાથે હજી ભક્ષ્યભક્ષકની દૃષ્ટિ રાખી છે, સેવ્યસેવકની નહિ. એ બંને સંબંધનુ, બને દૃષ્ટિનુ મિશ્રણ કરવું એ માણસને માટે અશક્ય હોવુ જોઈએ. બકરી એ ગરીબ માણસની ગાય છે એ ખરું પણ જે બકરાને કંઈક કામ સોપી શકે તે જ દૂધને માટે બકરી રાખી શકે. બકરું મરી ગયા પછી એના વાળ, ચામડાં વગેરેમાથી જે આવક થાય છે તેટલા પર આખો જન્મારો બકરાને પોષી ન શકાય એનાં

લીંડીમૂતરનું ખાતર કીમતી હોય છે ખરું, પણ તેટલા પર એ જીવી ન શકે. અને બકરીના દૂધમાંથી એટલી આવક તો નથી જ થતી કે એમાથી બકરાને પોષી શકાય તેમ કરવાનો પ્રયત્ન કરવો એ પણ આજે ગાય પ્રત્યે દ્રોહ છે

બકરીનું દૂધ લેવુ અને એના બચ્ચાને મારી ખાવા એ રિવાજ બધે ભલે હોય, પણ મનુષ્યહૃદયને એ ન જ રુચવો જોઈએ માસાહારી લોકો બકરાને ખાઈ જાય અને અન્નાહારી લોકો બકરીનુ દૂધ પીએ એવો શ્રમવિભાગ થઈ શકે છે પણ એ સ્થિતિમાં એ જાનવરોનુ પોષણ તો માંસાહારી જ કરેને? અન્નાહારી બકરીને પાળી એનાં નરબચ્ચાંને ખોરાક તરીકે માસાહારીને વેચી ન શકે, અને પોતે પોતાને નિરુપયોગી એવા પ્રાણીને પાળી પણ ન શકે. બકરાંની ઓલાદ એટલી તો વધે છે કે ભલભલા અન્નાહારીને પણ એને મફતનાં પાળવા એ અઘરું થઈ પડવાનું.

એટલે બકરી અને ભેંસના દૂધનો ઉપયોગ બનતા સુધી ન કરવો. પાળેલાં જાનવરોનો વૃત્તિચ્છેદ થવા ન દેવો. અને એમનો ઉપયોગ જેટલો વધે તેટલો અને લગભગ આખર સુધી થઈ શકે એવો પ્રયાસ કરવો જોઈએ. આટલી રક્ષા આજે શક્ય છે અને તેના ઉપર જ ભાર દઈ એટલી એક જ વસ્તુ સિદ્ધ કરવા પાછળ બધી શક્તિ એકત્ર થવી જોઈએ.

તા. ૨૯–૫–'૨૭ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## ૬

# ગોરક્ષાધર્મ

જેમને સુખદુ:ખની લાગણી છે એવાં બધા સચેતન સત્ત્વો પ્રત્યે ક્રૂરતાનો પૂરેપૂરો અભાવ હોવો તેનું નામ અહિંસા. જીવમાત્રને અભયદાન દેવું, તેમનો ઘાત કરવા પ્રવૃત્ત ન થવું એ વ્યાપક અહિંસા છે.

(૧)

મનુષ્યની ધર્મબુદ્ધિ હજી એટલી ઊંચી કોટિએ નથી પહોંચી, મનુષ્યહૃદય હજી એટલુ ઉન્નત નથી થયુ એટલે આજની સ્થિતિમાં આખી મનુષ્યજાતિ પાસેથી વધારેમાં વધારે જો કંઈ આશા રાખી શકાય તો તે એટલી જ કે, તેઓ માણસ માણસ વચ્ચેનું પરસ્પરનું વેર ટાળે, એકબીજાનો ઘાત ન કરે, એટલુ જ નહિ પણ, કોઈ કોઈને ન લૂટે, તેમ જ કોઈ કોઈને અન્યાય ન કરે માણસ આટલે સુધી આવી પહોંચે તો ઘણુ થયુ કહેવાય.

કોઈએ અન્યાય કર્યો, કશાનો નાશ કર્યો, અથવા કોઈ સાથે વેર બાધ્યુ હોય તોપણ તેને સજા કરવા ખાતર

અથવા તેનો બદલો લેવા માટે કોઈ કોઈને ન મારે, કોઈનો નાશ ન કરે, કારણ હિંસાથી હિંસા ઘટતી નથી પણ વધે છે. એથી ઊલટું ક્ષમાવૃત્તિથી, સહન કરવાથી અને પ્રસંગે સત્યાગ્રહી સવિનય વિરોધ કરવાથી મનુષ્યહૃદયમાં રહેલી સજ્જનતાની વૃદ્ધિ થાય છે.

ધર્મપાલનની દૃષ્ટિએ કહો, શિક્ષણના એક પ્રકાર તરીકે કહો કે યુદ્ધની એક નવીન પદ્ધતિ કહો, પણ માણસોમા પરસ્પરના વ્યવહારમા અહિંસા ઉપર જ આધાર રાખવામાં આવે તો આજનો આ યુગ કૃતાર્થ થયો એમ કહેવાય.

(૨)

એથી આગળ વધવું એટલે પરમેશ્વરે માણસના તાબામા તેના નાના ભાણડુઓ જેવી જે મનુષ્યેતર પ્રાણીસૃષ્ટિ સોંપી છે તેમના પ્રત્યે ધર્માચરણ કરવુ તે છે જે પ્રાણીઓથી મનુષ્યને કશો લાભ કે હાનિ નથી તેમના પ્રત્યે તો તે ઉદાસીન રહેશે. કેવળ દુષ્ટબુદ્ધિથી કે શોખથી કોઈ કોઈ વાર તેમનો વધ કરવા તે પ્રવૃત્ત થાય છે ખરો, પણ એવો સહાર થોડા પ્રયત્નથી બંધ કરી શકાય એમ છે. તે જ પ્રમાણે માણસને હાથે અજાણતા થનારો કેટલોક અનાવશ્યક સંહાર પણ સહેલાઈથી બધ કરાવી શકાય.

પણ જે મનુષ્યેતર પ્રાણીઓ પ્રત્યક્ષરૂપે મનુષ્યના નાશના કે દુઃખના કારણ બને છે તેમનો સહાર અથવા નિરોધ કરવો યોગ્ય છે, આવશ્યક છે અને સ્વાભાવિક છે એમ મનુષ્યને ઉત્કટતાપૂર્વક લાગે છે, અને તેથી એ વૃત્તિનો નિરોધ કરવો એ કંઈ નહિ તો આજે તો મુસ્કેલ છે જ.

રોગોના જંતુઓ જેવા સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવો જે યંત્રો દ્વારા જ જોઈ શકાય અથવા જેમના અસ્તિત્વ વિષે જંતુ-વિદ્યાના નિષ્ણાતોના કહેવાથી જ આપણે જાણી શકીએ, તેમના જીવનમરણ વિષે, વિકાસ-વિનાશ વિષે અથવા સુખદુઃખ વિષે મનુષ્યહૃદય જાગૃત નથી હોતું તેમને વિષે પણ મનુષ્યનો કંઈક ધર્મ છે એ પ્રચાર કરવો કઠણ છે.

(૩)

હવે એવા જીવો રહ્યા કે જેમનો મનુષ્ય-જીવન સાથેનો સંબંધ હમેશનો છે તેમાંના એવા જીવો કે જેમને મનુષ્ય પકડીને પોતાના આશ્રિત નથી બનાવતો અથવા જેમની સેવા પોતે લેતો નથી, તેમનું રક્ષણ અને પાલન કરવાનો ધર્મ પણ તેને પ્રાપ્ત થતો નથી. તેમનું જીવન તો પ્રાકૃતિક ધર્મને અનુસરીને ચાલ્યું જવાનું. કીડી, મંકોડી, જંગલી કબૂતર, જંગલનાં બધાં પશુપક્ષીઓ, પાણીમાનાં માછલાં વગેરેનું પોષણ કરવું અથવા તેમનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું એ મનુષ્યનું ધર્મપ્રાપ્ત કર્તવ્ય નથી. એમ કરવું તે એક પ્રકારનો શોખ છે, વિનોદ છે અથવા દયાધર્મનો આધળો અતિરેક છે.

પણ મનુષ્યના આહાર માટે જે પ્રાણીઓનો આજે વધ થાય છે, તે વધ થતો અટકાવી શકાય તો ઉત્તમ છે પણ તેનો એક જ માર્ગ છે અને તે એ કે મનુષ્ય-હૃદયને જાગૃત કરવું. એ સિવાય બીજો ઉપાય જ નથી. જ્યાં ભક્ષ્ય-ભક્ષક-ભાવ નક્કી થયો છે ત્યાં દયાબુદ્ધિ ઉપજાવવી એ ઘણું જ કઠણ છે પશુપક્ષી, મત્સ્ય આદિનું, તેમનો વધ કરવા સારુ જે પાલનપોષણ કરવામાં આવે છે તે શિકાર

કરતા પણ વધારે ગર્હ્ય છે. જેમનું પાલન કરીએ તેમનો જ વધ કરીએ અને જેમને ખાવાનુ નાખીએ તેમને જ ખાઈ નાખીએ, એમાં તે જીવોની હિંસા તો છે જ, પણ તેથી પણ વધારે ભયાનક એવી મનુષ્યહૃદયની હિંસા પણ છે.

આવી સ્થિતિમાં મારવા માટે જેમનુ પાલનપોષણ કરવામા આવે છે તેમનો વધ કરવો એ જેટલુ અનિષ્ટ છે, તેટલું જ અનિષ્ટ તેમનો વંશવિસ્તાર થવા દેવો એ પણ છે વધ માટે પાળવામાં આવતાં પ્રાણીઓનો વંશવિસ્તાર બંધ કરવો અથવા મર્યાદિત કરવો એ એક અહિંસાનુ પગથિયુ જ છે.

જે પ્રાણીઓને પાળીને આપણે આપણા આશ્રિત બનાવ્યાં છે તેમના વંશવિસ્તારનુ બધુ જ પાપ આપણા માથા ઉપર છે. જ્યારે એવી સ્થિતિ આવે કે તેમનો આપણને કશો ઉપયોગ ન રહે ત્યારે તેમને જંગલમાં લઈ જઈ છોડી મૂકવા અને તેમને પાછાં વન્ય બનાવવાં એ એક ઉપાય છે તેમનો વંશવિસ્તાર અટકાવવો એ બીજો ઉપાય છે. અનાવશ્યક પ્રાણીઓના પાલનનો બોજો ઊંચકવો માણસની શક્તિ બહાર છે.

(૪)

જે જીવો પાસેથી આપણે દૂધ વગેરે આહાર મેળવીએ છીએ અથવા જેમની શ્રમરૂપી સેવા લઈએ છીએ તે તો આપણાં કુટુંબીઓ છે. તેમનો વધ કરવો અથવા થવા દેવો એ અત્યન્ત નિંદ્ય છે. ગાય, બળદ, ભેંસ, પાડો,

હાથી, ઘોડા, ઊંટ, ગધેડું, ખચ્ચર, આદિ પ્રાણીઓને, તેઓ આશ્રિત દશામાં રહેવાના છે ત્યા સુધી, મનુષ્ય તરફથી અભયદાન મળવું જોઈએ.

આવું અભય એક જ શરતે આપી શકાય. અને તે એ કે, તે તે પ્રાણીઓનુ પાલનપોષણ મનુષ્યને લાભકારક થવું જોઈએ. કંઈ નહિ તો તેમનાથી તેને નુકસાન તો ન જ થવુ જોઈએ.

આપણા દેશમાં હાથી, ઘોડા, ઊંટ એમનો પ્રશ્ન કંઈ મહત્ત્વનો નથી. આ ત્રણે પ્રાણીઓનુ જીવન જોખમમાં નથી. ગધેડાને માટે માણસને બહુ ખર્ચ નથી કરવો પડતો. તેની સેવા તે લગભગ મફત જ મેળવે છે. એટલે તેનો પ્રશ્ન નથી રહેતો.

હવે પ્રશ્ન રહ્યો માત્ર ગાય–બળદ અને ભેંસપાડા, એ બે પ્રાણીજાતિનો. એમાં ગાય–બળદની, તેમનાં જીવતાં, આપણને અમર્યાદ સેવા મળે છે, એટલે તેમના રક્ષણ-પોષણની અને તેમના ઘરડા થયા પછી પણ તેમના પાલનની જવાબદારી આપણે શિર રહે છે એમાં બળદ તો અખંડ સેવા આપે છે એટલે એની ઉપયોગિતા તો સ્વયસિદ્ધ છે; તેનો વધ બનતા સુધી કોઈ ન કરે. ગાયની ઉપયોગિતા તેના દૂધના પ્રમાણમા ઓછીવત્તી થાય છે. અને તેથી તેનુ જીવન સકટમાં પડયુ છે. બળદની માફક ગાય પણ જો મનુષ્યને હમેશાં લાભકારક થઈ પડે તો તેનો વધ કરવા કોઈ સહસા તૈયાર ન થાય

ગાયને માથે બીજા પ્રકારનું પણ એક સંકટ આવી પડયું છે. ભેસને તેના એક મોટા પ્રતિસ્પર્ધી તરીકે આગળ

આણવામા આવી છે. ભેંસની ઓલાદનું પાલનપોષણ અને વૃદ્ધાવસ્થામાં સગોપન મનુષ્યધર્મને ઓળખીને કરવામાં આવે તો ભેંસ કદી લાભકારક નહિ નીવડે. ગાય કરતાં ભેંસને દૂધ વધારે, તે દૂધમાં ચરબી વધારે, અને ભેંસનુ પાલન-પોષણ કરવુ પણ ઘણું સહેલુ. આ કારણોથી તે ગાયનું સ્થાન બહુ જલદી ખૂંચવી લે છે. પણ આપણે ભૂલવુ ન જોઈએ કે, એમ કરવામાં માણસાઈને વિસારી મૂકીને નાના કે મોટા પાડાઓનો પ્રત્યક્ષ કે પરોક્ષ વધ કરવાથી જ ભેંસનું દૂધ સસ્તું પડે છે. પાડો સ્વભાવે શ્રમસહિષ્ણુ નથી, બુદ્ધિમાન પણ નથી. ભીની હવામાં તે થોડુ ઘણુ કામ કરી શકે છે એટલું જ સામાન્ય રીતે તે બિલકુલ મહેનત નથી કરી શકતો. તેના આહારના પ્રમાણમાં તેનો ઉપયોગ ઓછો છે, અને વધારે મહેનત પડવાથી તે મરી જાય છે એટલે પાડાનો નિરર્થક ભાર સ્વીકારવામાં આવે તો ભેંસનું દૂધ ઘણું મોઘું થઈ પડે. વૈદકની દૃષ્ટિએ ગાયના દૂધ જેવુ ભેસનું દૂધ પથ્ય નથી, એ પણ એક વિચારવા જેવુ છે જ સારાંશ, ભેસ મનુષ્યની સેવામા પડી પોતાના વશની અને ગાયની શત્રુ બની છે મનુષ્યે ભેસ પાળવી નહોતી જોઈતી. જગલના પ્રાતોમાં તેનુ જે થવાનું હોત તે થાત આજે પણ આપણો ધર્મ એ જ સૂચવે છે કે, ભેસની જવાબદારી અને તેની સેવા આપણે પડતા મૂકવાં, અને કેવળ ગાયબળદની સેવામાં જ ધર્મપાલન થઈ શકે છે માટે તેમાં જ સતોષ માનવો.

ભેંસની અધર્મ્ય પ્રતિસ્પર્ધા બધ કરવાના માર્ગો અનેક છે. પણ એ બધાના મૂળમાં એક રામબાણ ઉપાય તો એ

છે કે, આપણે ભેંસનું દૂધ અને તે દૂધમાંથી તૈયાર થતા બધા પદાર્થોનો ત્યાગ કરવો. ભેંસ કે પાડાની કંઈ પણ સેવા સ્વીકારવી નહિ એમ એક વખત ઠરાવ્યું એટલે પછી ભેંસ સસ્તી પડે કે મોંઘી પડે, તેનું દૂધ પૌષ્ટિક અને વધારે હોય કે ન હોય, એની સાથે આપણે કશો જ સંબંધ નથી. ગાય સાથેનો ઋણાનુબંધ જે આપણો છે તે જ કાયમ રહે છે.

ગાય અને તેના વંશને આટલું અભયદાન આપ્યા પછી તેનું દૂધ શી રીતે વધે અને કસદાર થાય તેની ચિંતા તો એની મેળે જ આપણે કરવી પડવાની. એનું શાસ્ત્ર ઘણું આગળ વધેલું છે. આપણે તેનો પૂરેપૂરો ઉપયોગ કરી લેવો જોઈએ.

બીજું એ કે અત્યારસુધી ગાયને આપણે જે અન્યાય કર્યો છે તેનું સ્મરણ કરીને આદર્શ ગોપાલન દ્વારા જે કંઈ લાભ થાય તે બધો જ ગાય અને તેના વંશના રક્ષણમાં વપરાવો જોઈએ. ખાદીકાર્યનો છેવટનો આધાર જેમ સંન્યાસવૃત્તિથી રહેનારા પરોપકારી, ત્યાગી, નિર્લોભી સમાજ-સેવકો ઉપર રહે છે, તેમ જ ગોરક્ષાનો આધાર પણ સંન્યાસ-વૃત્તિવાળાં, ગોભક્ત, સમાજસેવક સ્ત્રી-પુરુષો ઉપર જ રહેશે. માણસનો બોજ ગાય ઉપર ન પડે અને ગાયનો બોજ માણસ ઉપર ન પડે એવી સ્થિતિ ઉત્પન્ન કરવાનો પૂરેપૂરો પ્રયત્ન થવો જોઈએ. લોકોને ગાયનું દૂધ, દહીં વગેરે જેટલું બને તેટલું સસ્તું મળે અને ગાયની ઉપયોગિતા અને કિંમત જેટલી વધારી શકાય તેટલી વધે, તો જ ગાય નિર્ભય થઈ જાય. એ કેટલા દુઃખ અને શરમની વાત છે કે

આજે ગાયને પાળવા કરતા તેને મારવામાં વધારે લાભ રહ્યો છે! એવી સ્થિતિ ન રહેવી જોઈએ, અને ગાય જેવું મૂલ્યવાન પ્રાણી મારવામાં આર્થિક નુકસાન જ થાય છે એવુ લોકોના મનમાં ઠસી જવું જોઈએ

ગાયનાં વાછડાં ઉત્તમ પ્રકારનાં થાય તે વિષે કાળજી રાખવી જોઈએ. વાછડાં આપવાની ગાયની શક્તિ છેવટ સુધી ટકે એવા ઉપાય શોધી કાઢવા જોઈએ. જે દિવસોમા ગાય દૂઝણી નથી હોતી તે દિવસો જેટલા બની શકે તેટલા ઓછા થાય તેવો પ્રયત્ન કરવો જોઈએ. ગાય ફરી ગર્ભ ધારણ કરવાને યોગ્ય થાય ત્યાં સુધી તેનુ દૂધ ઓછુ ન થાય તેની પણ કાળજી રાખવી જોઈએ અને જે થોડા દિવસો ગાય દૂધ નથી આપતી તે દિવસોમાં તેનુ પોષણ બહુ સારી રીતે થાય અને તેનો ખર્ચ ઓછો આવે તેની પણ કાળજી રાખવી જોઈએ.

ગાયના દૂધ સિવાય તેનુ છાણ અને મૂત્ર પણ અત્યત ઉપયોગી પેદાશ છે. આપણે હિંદુઓએ ગોમય અને ગોમૂત્રને અત્યત પવિત્ર ઠરાવ્યા છે. પણ તેની ઉપયોગિતા પૂરેપુરી ઓળખી નથી. ગોમૂત્રનો ખાતર તરીકેનો પૂરેપૂરો ઉપયોગ આપણે નથી કરતા છાણ થાપીને આપણે તે બાળી નાખીએ છીએ, અથવા લીપવામાં તેનો ઉપયોગ કરીએ છીએ. આ છાણનો દુરુપયોગ અને ખેતીનો દ્રોહ કહેવાય. ખાતર માટે છાણનો સંગ્રહ કરવાની કળા આપણે શીખી લેવી જોઈએ.

(છાણથી લીપેલી જગ્યાને આપણે પવિત્ર માનીએ છીએ, ધર્મચુસ્ત મુસલમાન તે અપવિત્ર થયેલી માને છે

છાણથી લીપેલી જગ્યાએ મુસલમાન પોતાની નિમાજ નહિ પઢે. જ્યારે શુદ્ધ માટીથી લીંપેલી જમીન બનેને માટે પવિત્ર છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.)

ગાયનું સ્વાભાવિક મરણ થયા પછી પણ તેના પાળનારાને તેનો વધારે ઉપયોગ કરી લેતાં આવડવો જોઈએ. ગાયનો વધ કરવો એ પાપ છે પણ સ્વાભાવિક મરણથી મૃત ગાયનું ચામડું, તેની ખરીઓ, શીંગડાં, હાડકાં. આતરડાં અને માંસ એ બધાનો કંઈ ને કંઈ ઉપયોગ કરતાં આપણને આવડવો જોઈએ. મરેલા જાનવરનું માંસ કદી પણ ખાવાના કામમાં ન લેવુ જોઈએ કારણ મુડદાલ માંસથી શારીરિક તેમ જ માનસિક આરોગ્યનો નાશ થાય છે અને તે જુગુપ્સા ઉપજાવે છે. તેમાં અનેક જંતુઓ પડે છે અને તે અનેક રોગોનુ ઘર હોય છે

સ્વાભાવિક મરણથી મરેલી ગાયનુ માંસ જમીનમા દાટીને તેનો ખાતર માટે ઉપયોગ કરી શકાય. શીગડા અને ખરીમાંથી સરેસ બને છે. સરેસ કાઢી લીધા પછી જે કૂચાઓ રહે છે તેમાંથી ઉત્તમ બ્રશો તૈયાર કરી શકાય. સ્વાભાવિક મરણથી મૃત ગાયનુ ચામડું અત્યન્ત પવિત્ર માની તે જ વાપરવાનો આગ્રહ રાખવો જોઈએ ગાયનાં હાડકા ચામડાંનો વેપાર આજે ગોભક્ષકોના હાથમાં છે તેથી ગાયોની કતલ વધે છે. આ વેપાર ગોસેવકોના હાથમાં જવાથી તેટલા પ્રમાણમાં તે કતલ ઓછી થશે, અને એ વેપારમા થતો મોટો નફો પણ ગોસેવામા વપરાશે. ‘હત્યાચર્મ’ને કમાવવું સહેલુ છે ‘મૃતિચર્મ’ને કમાવવા માટે વિશેષ કળા જોઈએ છે. ખરા ગોસેવકોએ તે કળા શીખીને

વધારવી જોઈએ ખરા ગોસેવકોએ 'મૃતિચર્મ' જ વાપરવાનું વ્રત લેવું જોઈએ.

અને આ રીતે હૃદયબળ, બુદ્ધિબળ, વિજ્ઞાનબળ, દ્રવ્યબળ, વ્યાપારબળ અને સંઘબળ વાપરીને ધર્મનિષ્ઠ મનુષ્યે મનુષ્યકુટુંબમાં દાખલ થયેલા અસહાય પ્રાણી ગોવંશનું રક્ષણ અને પાલન કરવું જોઈએ.

આ ધર્મ કેવળ હિંદુઓનો જ નથી, પણ જેમને તે ખરો લાગે છે તે દરેક મનુષ્યનો છે. એમા અહિંસા-ધર્મનો અને મનુષ્યહૃદયનો વિકાસ થાય છે અને તેથી એના ઉપર ઈશ્વરનો આશીર્વાદ વરસે છે.

જેમને આ ધર્મ વિષે ખાતરી થઈ છે તેમણે જો તેને માટે પૂરેપૂરી તપસ્યા કરી હશે, તો તે તપસ્યાને પરિણામે આ ગોરક્ષાનો ધર્મ આસપાસ બધે ફેલાશે એવો અધ્યાત્મ-શાસ્ત્રનો કોલ છે.

[એક અપ્રગટ લેખ] **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

૭

# કામધેનુ

[રા. બ. ટાલ્માકીના નિબંધમાંથી ગોપાલનને લગતો ભાગ આપ્યો છે. 'નવજીવન'માં ગોરક્ષાનો જે રામબાણ ઉપાય બતાવ્યો છે એને આ ઉપરથી પુષ્ટિ મળે છે. રાવબહાદુરે ગોપાલનનો ઉપધંધા દાખલ વિચાર કર્યો છે એ રીતે ગોપાલન અવશ્ય ઉપયોગી છે. પણ ગોરક્ષાના મહત્તર આદર્શમાં ઉપધંધો ગોતી કાઢવાનો લઘુતર આદર્શ તેમ જ જેની વાચક કલ્પના કરી શકે તે બીજા પણ સમાઈ જાય છે મહાવ્યાધિનો ઉપાય જાણ્યા પછી એ ઉપાયનો પ્રયોગ કેમ કરવો તેનો માર્ગ શોધી કાઢવો જોઈએ. જે ન્યૂનતાઓ બધા કબૂલ કરે છે અને તરત દૂર કરવા ઇચ્છે છે એ ન્યૂનતાઓને પૂરનારું લોકશિક્ષણ એ જ માર્ગ છે, એમ કોઈ પણ બુદ્ધિશાળી માણસ સમજી શકશે. આ લોકશિક્ષણ એટલે આદર્શ દુગ્ધાલય, આદર્શ ચર્માલય અને આદર્શ ગોકુલ ચલાવીને પ્રજાને પ્રત્યક્ષ પાઠ આપવા. મેં પૂર્વે બતાવ્યુ છે તેમ, આ ત્રણ વસ્તુ એકત્ર કરીને ચલાવવી પોસાય એમ છે

મો૦ ક૦ ગાંધી]

ગોપાલન હિંદુસ્તાનમાં ફતેહમંદ નીવડવાનો પૂરો સંભવ છે એટલે એને પૂરું ઉત્તેજન આપવું ઘટે છે યુરોપમાં ઢોરને મુખ્યત્વે દૂધ તથા ખોરાકને અર્થે રાખે છે. ખેતી ઘોડાની મદદથી અને હવે મોટરથી થાય છે; છાણમૂત્રને ઠેકાણે કૃત્રિમ ખાતર મોટે ભાગે વપરાય છે પણ આપણા

## કામધેનુ

દેશમાં ઢોરનુ મહત્ત્વ વધારે છે ઢોર વિના આપણે ખેતી ન કરી શકીએ. ઢોર ખાતર આપે છે તેમ જ ખેતર ખેડે છે. દાણા વગેરે એક ઠેકાણેથી બીજે લઈ જવામા, કૂવાતળાવમાંથી પાણી કાઢવામાં, શેરડીનો ચિચોડો ચલાવવામા, તેલની ઘાણી ફેરવવામા, અને કેટલેક ઠેકાણે લોટની ઘટી ચલાવવામા ઢોરનો ઉપયોગ થાય છે. જે અનેક રૂપે વપરાય છે તે કીમતી ખોરાક દૂધ તે ઢોર પૂરુ પાડે છે. મૂઆ પછી એના હાડકાં, શીગડા અને ચામડા પણ કામ આવે છે ગાયને કામધેનુ કહે છે તે ખોટું નથી એક સમયે રાય તથા રક બધાનુ ગાય જ ધન હતી

ગાય પ્રત્યે આપણો પૂજ્ય ભાવ છતાં, દુર્ભાગ્યે આપણે તેની સંભાળ લેવી ઘટે તે લેતા નથી. ઓલાદ સુધારવા ઉપર તેમ જ ગાયને સારું તથા પૂરું ખાણ આપવા ઉપર દુર્લક્ષ રહે છે. ગોચર કાં તો જંગલખાતુ પચાવી પડે છે ને કાં ખેડાઈ જાય છે ઢોર ખેડૂતને આટલુ આટલુ કામ ને ખાતર આપે છે તે જોતાં ઢોર સારુ ઘાસ તથા ચારો ઉગાડવા ખેડૂત પોતાના ખેતરનો થોડોક ભાગ અલગ રાખે તો કેવું સારુ? એમાંથી તેને સરવાળે લાભ જ થાય. યુરોપમાં વારાફરતી ખેતરનો અમુક ભાગ આ નિમિત્તે નોખો રાખે છે, તે ઉપરાંત ઢોરની ઓલાદ સુધારવા પ્રયત્ન કરે છે.

આપણે આ વસ્તુ પ્રત્યે તદ્દન બેદરકાર રહ્યા. પરિણામે ઢોરની અધોગતિ થઈ, તે એટલે સુધી કે દૂધને સારુ ભેંશ પાળવાની આપણે જરૂર પડી સામાન્ય ખેડૂત દૂધ સારુ ભેંશ અને કામ સારુ બળદ રાખી ન શકે. એટલે તે દૂધ વિના ચલાવે છે. સારી સ્થિતિવાળા ભેંશ તથા બળદ બેય રાખે છે, પણ

ભેંશ વધારે ખોરાક ખાય છે ને ગાય ભૂખે મરે છે. ભેંશની હસ્તીથી આપણો ઢોરનો પ્રશ્ન બહુ વિકટ બન્યો છે.

કેટલાક કહે છે કે, ગાયના દૂધમાથી ભેંશના જેટલુ માખણ નથી ઊતરતુ. આજ ગાયની પડતી દશામાં આ ખરુ હશે. પણ એને સારો ખોરાક મળે, એની ઓલાદનું ધ્યાન રહે, તો ગાયના દૂધમાથી ભેંશના જેટલુ જ માખણ મળે. યુરોપમાં ભેંશ પાળતા નથી, છતા ગાયના દૂધમાથી પુષ્કળ માખણ મેળવે છે. આપણે પણ એમ જ કરી શકીએ. ઢોરની ઓલાદ સુધારીએ તો ગાય દૂધ તથા બળદ બેય આપે આપણી હાલની રીત અર્થઘાતક છે.

બીજી દૃષ્ટિએ પણ ઢોરસુધારો આવશ્યક છે. ધાર્મિક કારણે જુવાન ઘરડાં, દૂબળાં જોરેતાં, સાજાં માદાં, અપંગ અક્ષત, ઢોરમાત્રને આપણે પાળીએ છીએ. યુરોપમાં નકામા ઢોર ખાટકીવાડે જાય છે. આ આપણને અનુકૂળ નથી. એટલે નબળાં ઢોર જન્મે ને પછી એને મરણપર્યંત પાળીએ એના કરતા નબળા ઢોરનો જન્મ જ ન થવા દેવો એ વધારે સારું છે.

વળી દિવસે દિવસે બળદ દુર્લભ અને મોંઘા થતા જાય છે, અને બળદ વેચાતા લેવામા દૂબળા ખેડૂતને દેવામા ઊતરવુ પડે છે. ઢોરની ઉત્તમ ઓલાદો દેશના દરેક ભાગમા સુખી નથી રહી શકતી, તોપણ બધાં હવાપાણીમા કામ કરે એવી કેટલીક સારી ઓલાદ આપણી પાસે પડી છે. ગમે તેમ પણ સ્થાનિક નબળી ઓલાદમાં બહારથી સારું લોહી દાખલ કર્યુ હોય, અને સાધારણ બળદોને ખસી કરીને તેમનો વંશવિસ્તાર અટકાવ્યો હોય, તો આખા દેશનાં ઢોરની સ્થિતિ સુધરે

એક તો ખેડૂતને સારુ આપણે પુષ્કળ મજબૂત બળદ જોઈએ, ને બીજું આપણા નિરામિષ દેશમા વિશેષ મહત્ત્વનુ પુષ્કળ ચોખ્ખું દૂધ જોઈએ. દૂધ નાના તથા મોટાને કામનુ તો છે જ; એના બહોળા ઉપયોગથી આબાળવૃદ્ધ સર્વને સારુ પોષણ મળે. ઢોરને ખાટકીથી બચાવવા મથવા કરતા એની અધોગતિ રોકવી એ વધારે મહત્ત્વનુ છે હિંદુસ્તાનમા ઢોરનો પ્રશ્ન ખેતી જેટલો વ્યાપક છે, અને ઢોરના પ્રશ્નનો યોગ્ય નિકાલ થાય તો ખેતી સુધરે એટલુ જ નહિ, પણ ખેડૂતને ગોપાલનનો ઉપધંધો કરવા થાય ગોપાલન જેટલુ આપણા ગામડાને એટલુ જ આપણાં શહેરોને પણ મહત્ત્વનુ છે. એટલે ગાય સુધરતા, ખેડૂતોની, ગામડાની તેમ જ દેશની આર્થિક સ્થિતિ સુધરે એમ છે

ગાયની ઓલાદ સુધારવાનુ કામ જેટલુ મહત્ત્વનુ છે એટલુ જ અઘરું છે. પણ દેશમાં ઘણી પાંજરાપોળ-ગોશાળાઓ છે તે પોતાની શક્તિ તથા સાધન એમાં યોજે તો શુભ આરંભ થાય. ખાટકીની છરીથી થોડાં ઢોરને બચાવવા કરતા કરોડો ઢોરની ઓલાદ તથા ખાણુ સુધારવા એ ગાયનો નાશ થતો અટકાવવાનો વધારે સરસ ઉપાય છે. આ સિદ્ધાત એ સસ્થાઓને ગ્રહણ કરવો કઠણ ન હોવો જોઈએ. આ સિદ્ધાંત ગ્રહણ થાય તો ગોરક્ષા સિદ્ધ થાય એટલુ જ નહિ, પણ દેશ પાર વિનાના કોમી હુલ્લડથી બચી જાય ઢોરનો પ્રશ્ન બધા સમજે એટલા સારુ ગામડાંમાં પ્રચારકામ કરવું જોઈએ. એ પ્રશ્નનું યોગ્ય સમાધાન થાય એટલે એક તરફથી બળદ વધારે કામ આપશે અને થોડા બળદથી ચાલશે, અને બીજી તરફથી ગામડાના લોકોને

વધારે સારુ અને વધારે જથ્થામાં દૂધ મળશે, જેથી તેમનુ તથા તેમના પરિવારનુ શરીર સુધરશે ગોરક્ષાને કારણે આજ દેશનો સપ તૂટે છે, તેને ઠેકાણે દેશની સ્થિતિ સુધરે એમ કરવું જોઈએ

ગોરક્ષક દેશમા વર્ષે વર્ષે પરદેશથી કેટલાય લાખ રૂપિયાના દૂધમાખણના ડબા આવે એ શોચનીય છે ઢોરની દુર્દશા એ આમાં કારણભૂત છે જ. પણ કોઈ પણ ધધાની ફતેહને સારુ વ્યવસ્થા આવશ્યક છે. આ વ્યવસ્થાનો અભાવ એ પણ એક કારણ છે. ગુજરાતમાં કાચુ સોનું પાકે છે એમ કહેવાય છે, છતા તે પછાત છે તે વ્યવસ્થાને અભાવે. સ્પર્ધાના આ યુગમા વ્યક્તિની ચતુરાઈ એકલી કાર્યસાધક નથી બનતી, પણ વ્યક્તિના પ્રયત્નને યોગ્ય વલણ તથા વેગ આપનાર સઘશક્તિ કાર્યસાધક થાય છે યોગ્ય વ્યવસ્થા હોય તો, દૂધને જન્તુરહિત કરવાના ને એવા બીજા સંચાની મદદથી એકલુ ગુજરાત જ સોઘે ભાવે આખા મુબઈને દૂધ પૂરુ પાડી શકે. છતાં, વ્યવસ્થાને અભાવે, ગૂજરાતથી બ્રહ્મદેશ માખણ જતુ તે પણ બધ થઈ ગયુ છે, ને એને ઠેકાણે વ્યવસ્થિત ઑસ્ટ્રેલિયાએ પગપેસારો કર્યો છે. વ્યવસ્થા ધધામાત્રનો આત્મા છે, અને આપણા દેશના ગોપાલનના ધધાની ઉન્નતિને અર્થે આવશ્યક છે; એટલુ જ નહિ, પણ ખેડૂતોના બીજા ઉપધધાની ફતેહને સારુ પણ જરૂરની છે પરંતુ આપણે આશા રાખીએ કે સહકાર-પ્રવૃત્તિથી આ દિશામાં આવશ્યક ઉત્તેજન મળશે.

તા. ૨૮–૪ '૨૯

૮

# આપણી પાંજરાપોળો

ભારતવર્ષના ગાયબળદનો સુધારો કરવાની કેટલીક રીતોમાની એક, ચાલુ પાજરાપોળોની સુવ્યવસ્થા કરવી એ છે. જ્યારે ભારતવર્ષના ગાયબળદ સંખ્યાબધ અને પુષ્ટ હતાં અને જ્યારે જીવનયુદ્ધ આજે જેવું કઠણ થઈ પડયું છે તેવું નહોતુ, ત્યારે આપણી પાજરાપોળો અપગ અને પીડાતાં ઢોરોની ઇસ્પિતાલો જ હતી એ યોગ્ય હતુ. પણ હવે જ્યારે જમાનો બદલાયો છે ત્યારે, અપંગ ઢોરોની રખેવાળી કરવામાં જ આ સંસ્થાઓના કાર્યની સમાપ્તિ નથી થઈ શકતી; તેઓ વધારે ખર્ચમાં પડયા વિના ગોવંશની સુધારણાનુ કામ સહેજે હાથમાં લઈ શકે છે.

હવે તો સૌ કબૂલ કરે છે કે, ગાયની દૂધ દેવાની શક્તિમાં વધારો કરવો અને તેનામાં વધારે મજબૂત વાછડા ઉત્પન્ન કરવાની શક્તિ પેદા કરવી એ જ ગોરક્ષાનો ઉત્તમ માર્ગ છે. અને આ કામ પાંજરાપોળો સહેલાઇથી કરી શકે તેમ છે. એમની પાસે ધન છે, અને એમના તરફ લોકલાગણી છે. માત્ર તેમની પાસે ઢોરઉછેરના શાસ્ત્રનું જ્ઞાન નથી.

પાંજરાપોળોમાં હમેશા સારી સંખ્યામાં ગાયો હોય છે. આમાથી ઉત્તમ પ્રકારની ગાયોને ચૂંટી કાઢી તેમને ઉત્તમ જાતના આખલાની જોડે મેળવવી જોઈએ આમાંથી ઉત્પન્ન થતા સારામાં સારા વાછડાને તારવી, તેમને આખલા તરીકે ઉછેરી, ગામડાંમાં મોકલી દેવા જોઈએ. ગામડાના આખલાઓ, જે લગભગ નકામા જેવા થઈ ગયા છે, તેમને ખસી કરવા જોઈએ, અથવા તેમને પાંજરાપોળોમા મૂકી ગાયનો સ્પર્શ કરતા અટકાવી દેહાંત લગી પાળવા જોઈએ. પાંજરાપોળોના બીજા વાછડાઓને ખસી કરી સારા ખેડૂતોને વેચવા જોઈએ. સારી વાછડીઓને સંભાળપૂર્વક ઉછેરી તેમની સરસ ગાય કરવી જોઈએ.

જે પાંજરાપોળમાં સારી જાતની ગાય જોવામાં ન આવે ત્યાં હજારો ગાયો જે કતલખાનામાં ચાલી જાય છે તેમાંથી વીણી કાઢી દાખલ કરવી જોઈએ. જે ગાયો સારા વાછડા કે વાછડી આપવાને લાયક ન ગણાય તેને અલગ વાડામાં પૂરી આખલાઓને મળતા અટકાવવી જોઈએ ત્યા તેમને મરતાં લગી સંભાળપૂર્વક પાળવી જોઈએ. અને પાંજરાપોળમા વાછડાઓના ભાગ કરતા વધારે દૂધ ઉત્પન્ન થાય તો, પાંજરાપોળને અંગે દુગ્ધાલય રાખી શુદ્ધ અને સસ્તુ દૂધ પ્રજાને સારુ તૈયાર કરવું જોઈએ. આમ કરતાં પાંજરાપોળની આવકમા વધારો થાય અને છેવટે તે સ્વાશ્રયી પણ બને.

પાંજરાપોળને સારુ પૂરતી જમીન હોય તો ત્યાં તેમાં રહેતાં ઢોરોના છાણમૂતર અને મૂએલાં ઢોરોનાં હાડકા વગેરેથી અમૂલ્ય ખાતર બને, અને તે વડે ઢોરોને સારુ ઘાસને બદલે

અને ઘાસથી કીમતી ચારો અને કડબ ઉગાડી શકાય, અને તેથી ઢોરોને સુન્દર સ્થિતિમાં રાખી શકાય. ચરાઉ ભૂમિ ઓછી થઈ છે અને જમીનની કિમ્મતમા વધારો થયો છે, તેથી જે પાંજરાપોળોના વ્યવસ્થાપક સમજદાર છે તેમને સારુ કડબ ઉગાડવાનો ધર્મ અનિવાર્ય થઈ પડ્યો છે.

કેટલીક જગાએ આખલાઓ રાખીને તેમનો બળદ તરીકે ઉપયોગ કરવામાં નથી આવતો એ મોટી ભૂલ છે. તે સુધારવામા પાંજરાપોળ મોટો હિસ્સો લઈ શકે. હાલ જ્યા જ્યાં ચરાઉ ભૂમિ પડી છે ત્યાં ત્યાં ઢોરોને સારુ ઓછે ખર્ચે વધારે સારો ખોરાક ઉત્પન્ન કરી શકાય. વળી ગરીબાઈને લીધે જ્યા કુટુંબો ભાગી પડે છે ત્યાંથી ઢોરો કા તો પાંજરાપોળે આવે છે, અથવા તો કસાઈખાને જાય છે. તેથી પાંજરાપોળે આવા ઢોરોને સારુ સરસ કડબનો સગ્રહ કરવાની યુક્તિઓ જાણી લેવી જોઈએ. અને આ કડબ જેમ તેમ આપી દેવાને બદલે, જેમની પાસે બજારદામ આપવાની શક્તિ નથી તેમને ઓછે ભાવે આપી શકાય આ વડે સ્થાનિક ભરવાડોની મોટી સેવા થઈ શકે. આવાં કામ સુવ્યવસ્થિત પાંજરાપોળ સુખેથી લઈ શકે.

વળી પાંજરાપોળને અગે બની શકે ત્યા ઢોરોના દાક્તર અને તેમને સારુ દવાનો સંગ્રહ રાખ્યા હોય તો પાંજરાપોળના ઢોરો સુખી રહે, અને આવી ઇસ્પિતાલનો ઉપયોગ જેઓ ગાય, બેલ, આદિ રાખતા હોય તેમને મળે.

પાંજરાપોળમા મરતા ઢોરોના ચામડાં હાલ પાંજરાપોળો જેમ તેમ આપી દે છે, તેને બદલે એ ચામડા એક મોટી પાંજરાપોળમાં એકઠાં કરી શકાય, અને તેને અંગે એક

ચમારખાનું રાખવામાં આવે તો ઢોરની રક્ષાને અર્થે લાખો રૂપિયા બચે.

સૌ કોઈ જાણે છે કે ચાલુ પાંજરાપોળો ભલા મહાજનોના હાથમાં હોય છે. પણ તેમને ઝીણવટથી વ્યવસ્થા કરવાનો સમય નથી, અને સમય હોય તો શક્તિ નથી. આ કામમા સેંકડો ભણેલા નવયુવકોને તૈયાર કરીને રોકી શકાય. આમ ભણેલા અને ધનિક વર્ગની વચ્ચે સહકાર સાધીને પશુપાલન અને વર્ધનને સારુ પાંજરાપોળને એક મહાશક્તિ ધરાવનારું સાધન બનાવી શકાય.

એટલે જેની જરૂર છે તે તો સાહસ અને કાર્યદક્ષતા. આપણે ઉમેદ રાખીએ કે પાજરાપોળોના વ્યવસ્થાપકો પોતાની જવાબદારી સમજશે.

તા. ૯–૯–'૨૮ યશવંત મહાદેવ પારનેરકર

૯

# શહેરમાં મળતા દૂધનું નીતિશાસ્ત્ર

શહેરોમાં વેચાતા દૂધનો આર્થિક, આરોગ્યની અને સામાજિક દૃષ્ટિએ વિચાર કરવામાં આવ્યો છે અને ઘણુ લખાયુ છે, પણ નીતિદૃષ્ટિએ વિચાર નથી થયો.

દૂધનો વેપાર શહેરોમાં રહેતા અજ્ઞાન અને ગરીબ ગોવાળોના હાથમાં છે, જેઓ પૈસા મેળવવા માટે ગમે તે પગલું લેતા પાછું ફરી જોતા નથી.

કુદરતે ગાયોના આંચળમાં તેમનાં વાછડાં પૂરતુ જ દૂધ મૂકયું છે, પણ મનુષ્યપ્રયત્ને એ દૂધ વધારવામા આવે છે કે જેથી કરી વધારાનુ દૂધ મનુષ્યના ઉપયોગમા આવે. પણ ગાયોની કોઢમાં આપણે શુ જોઈએ છીએ? કગાળ ભૂખે મરતાં અથવા ભૂખથી રિબાઈ મરી ગયેલાં વાછડાંવાળી ગાયો જોઈએ છીએ. આમ વાછડાને કાં તો ભૂખે મારીને અથવા મારી નાંખીને ગાયનું દૂધ મનુષ્યો પોતાના ઉપયોગમાં લે છે ઘણું દૂધ દેવાને માટે ગાયમાં ખાસ શક્તિ જોઈએ, અને એ શક્તિ ઉત્તમ ખોરાકમાથી જ આવે. પણ ગાયને બિચારીને પ્રાણુ ટકાવવા તો ખોરાક પણ કયા મળે છે? ગાયની જે દુર્દશા કરવામાં આવે છે અને તેને જે વિચિત્ર રીતે રાખવામાં આવે છે તે જોતા તો તેનુ દૂધ વાપરવામા મોટું પાપ કરીએ એમ લાગે ઘણી વાર મોટા શહેરોની આસપાસ ખેતી ખેડનારા ખેડૂતોની કાયમ ફરિયાદ હોય છે

કે, ગોવાળો ઘણી વાર તેમના ખેતરોમાં ગાય ચરાવે છે અથવા ખેતરોમાંથી ગાયોને ખવરાવવા પાક કાપી જાય છે. ખેતી ધીમે ધીમે છોડવામાં આવે છે તેનુ આ પણ એક કારણ છે. શહેરીઓને શી રીતે ખબર હોય કે, તેઓ જે દૂધ વાપરે છે તેના મૂળમાં આમ પાપ રહેલું છે।

અને આટલા પાપ પછી પણ ગોવાળને લાભ થાય છે ખરો? ભાગ્યે જ. કારણ ઘાંચી અને દૂધના વેપારી તેની પાસેથી લઈને દૂધ વેચે છે, તેને પૈસા ધીરે છે, અને તે તે ગોવાળનુ લોહી ચૂસવામા કમી નથી રાખતો. એ ઘાંચી અનેક રીતે દૂધમાં સેળભેળ કરે છે, અને ગ્રાહકને જે દૂધ પહોચે છે તે ખરાબ, અપથ્ય, દૂધ જેવુ એક પ્રવાહી હોય છે.

આ દશા સુધારી શકાય? રસ્તો છે ખરો દરેક ગ્રાહક પ્રામાણિક જગ્યાએથી જ દૂધ લેવાનો ઠરાવ કરે. થોડા પૈસા વધારે પડશે પણ સ્વચ્છ દૂધ મળશે એટલે તે મોઘુ ન પડે. પણ એ પ્રામાણિક સ્થાન ઉત્પન્ન કરવું જોઈએ. શહેરોના ધનિકોએ ભેગા થઈને ગમે તેટલે ખર્ચે પણ તજજ્ઞોની સલાહ મેળવી એક એ ગોશાળા ખોલવી જોઈએ, અને ત્યાંથી ગરીબ તવંગરને, જેમ ટપાલની ટિકિટ એક જ ભાવે મળે છે તેમ, સરખે ભાવે સ્વચ્છ દૂધ મળવું જોઈએ થોડી લોકસેવા હોય તો આ પ્રશ્નનો નિકાલ ન થાય એમ નથી નાગરિકોની બીજી કોઈ નહિ તો એટલી ફરજ તો છે જ કે, શહેરના દરેક બાળકને ઉત્તમ, સસ્તું દૂધ જેટલુ જોઈએ તેટલુ મળી શકે એવી વ્યવસ્થા કરવી જોઈએ

તા. ૨–૯–'૨૮ યશવંત મહાદેવ પારનેરકર

## ૧

# અ૦ ભા૦ ગોરક્ષામંડળનું બંધારણ

(પા ૩૦ પર સૂચવેલું બંધારણ નીચે પ્રમાણે છે.)

### ઉદ્દેશ

ગોરક્ષા એ હિંદુજાતિનો ધર્મ છતાં હિંદુઓ ગોરક્ષાધર્મના પાલનમા શિથિલ થઈ ગયા છે તેથી, અને હિંદુસ્તાનનુ ગોધન તેમ જ તેનો વંશ દુર્બળ થતો જાય છે તથા ગોવધ વધતો જાય છે તેથી, ગોરક્ષાધર્મના યથાયોગ્ય પાલનને અર્થે, આ **અખિલ ભારતવર્ષીય ગોરક્ષામંડળની** સ્થાપના કરવામાં આવે છે.

આ મંડળનો ઉદ્દેશ સર્વ પ્રકારના ધાર્મિક ઉપાયો વડે ગોરક્ષા કરવાનો છે.

ગોરક્ષાનો અર્થ ગાયને તેમ જ તેના વંશને ઘાતકીપણાથી તેમ જ વધથી બચાવવાં. જે કોમોમાં ગોવધ અધર્મ નથી મનાતો અગર તો ગોવધને જરૂરી માનવામાં આવે છે તેમની ઉપર કોઈ પણ પ્રકારની જોરજબરાઈ કરવી એ આ મંડળની નીતિથી વિરુદ્ધ ગણાશે.

### સાધન

નીચે લખ્યાં સાધનો દ્વારા આ મંડળ પોતાનો ઉદ્દેશ પાર પાડવાની કોશિશ કરશે

૧. ગાય, બળદ ઇત્યાદિ પર જે કોઈ ઘાતકીપણું ગુજારતા હોય તેમને પ્રેમભાવે સમજાવવા, અને તેમ કરવાને અંગે લેખો લખવા, પ્રચારકો મોકલવા, ભાષણો આપવાં ઇત્યાદિ

૨. જેમને ત્યાં ગાયબળદ માંદા પડે યા અશક્ત થઈ જાય અને તેમના પાલનને માટે માલધણીની આયપત ન હોય ત્યા તેવા આસામીઓ પાસેથી તેવાં જાનવરોને મેળવી લેવાં.

૩. ચાલુ પાંજરાપોળો તેમ જ ગોશાળાઓની વ્યવસ્થાનુ નિરીક્ષણ કરવું, તેમની સુવ્યવસ્થાનો બંદોબસ્ત કરવામા વ્યવસ્થાપકોને સહાય આપવી અને નવી પાંજરાપોળો અને ગોશાળાઓ સ્થાપવી

૪. ગોશાળાઓ તેમ જ પાજરાપોળો મારફત અગર બીજા સાધનો દ્વારા નમૂનેદાર ઢોરઉછેર કરવો, સરસ ગાયો રાખીને સસ્તા દૂધનો ફેલાવો કરવો

૫. મૂએલા જાનવરોના ચામડાં ઇત્યાદિ માટે ચમારખાના કાઢવા અને એ દ્વારા દૂબળાં જાનવરોને આજકાલ દેશાવર ખાતે ચડાવી દેવામાં આવે છે તે નિકાસને રોકવી.

૬. ચારિત્ર્યવાન ગોસેવકોને શિષ્યવૃત્તિ દઈ ગોસેવાના કામની તાલીમ આપી તૈયાર કરવા.

૭. ગોચર વગેરેનો આજકાલ નાશ થતો જાય છે તેના કારણો તપાસવા અને તેના હાનિલાભ સબંધી તપાસ કરવી.

૮. બળદને ખસી કરવાની જરૂર છે કે કેમ તેની તપાસ કરવી, કારણ ખસી કરવાની ક્રિયામા ઘાતકીપણુ રહેલુ છે. અને ખસી કરવાનુ જરૂરી અને ઉપયોગી માલૂમ પડે તો એ ક્રિયા કરવાનો કોઈ નિર્દોષ ઉપાય છે કે કેમ તેની ખોજ કરવી અને જરૂરી જણાય તો આ ક્રિયામા સુધારણા કરવાના ઉપાયો યોજવા.

૯. મંડળનાં કાર્યોને માટે દ્રવ્ય એકઠુ કરવુ.

૧૦ અને ગોરક્ષાને અંગે બીજાં જે કંઈ સાધનો આવશ્યક અગર ઉચિત જણાય તે યોજવા

## સભ્યો

અઢારથી વધુ વર્ષની ઉમ્મરની જે કોઈ પણ સ્ત્રી અગર પુરુષ આ મડળના ઉદ્દેશને સ્વીકારે, અને

૧. વાર્ષિક પાંચ રૂપિયા લવાજમ આપે, અગર તો

૨. જે દર મહિને એટલો સમય રેંટિયો કાતવામાં આપે કે જેને પરિણામે મહિને ૨૦૦૦ વાર સૂતર આ મંડળને મોકલી આપે, અથવા તો

૩. જે આ મંડળને માટે દરરોજ એક કલાક મંડળે નીમી આપેલું કામ બજાવે,

તે આ મંડળનો સભ્ય થઈ શકશે. જે સભ્ય માસિક ૨૦૦૦ વાર સૂતર કાતી આપવાનું માથે લેશે તેને મંડળ તરફથી રૂ પૂરુ પાડવામાં આવશે.

**વ્યવસ્થા**

મંડળના સભ્યો જેને બહુમતીથી ચૂંટશે તે આ મંડળનો પ્રમુખ રહેશે પ્રમુખની ચૂંટણી દર વર્ષે થશે આ મંડળના મંત્રી તેમ જ ખજાનચીની ચૂંટણી પ્રમુખ કરશે.

સભ્યોમાંથી પાંચ જણની એક કારોબારી સમિતિ રહેશે મંડળના સભ્યોની સામાન્ય સભા ઓછામાં ઓછી દર વરસે ભરવામાં આવશે જેની જવાબદારી પ્રમુખ ઉપર રહેશે.

ખજાનચી મંડળના નાણાના હિસાબકિતાબને માટે જોખમદાર રહેશે એક હજાર રૂપિયાથી વધુ બધું નાણું ખજાનચી પસંદ કરશે તે બેંકમાં રાખવામાં આવશે.

તા ૨૨–૩–'૨૫

૨

# ગોસેવાસંઘ

[ગોસેવાસંઘની બેઠક મે માસની ૨૮મી તારીખે ઉદ્યોગમંદિરમાં મળી હતી. તેમા નીચે પ્રમાણે બધારણ મંજૂર કરવામાં આવ્યુ હતુ  આ સેવકસઘમા ઘણાની ભરતી થાય એ ઇચ્છવાજોગ છે. પણ એની સાથે આટલી ચેતવણી આપવાની પણ જરૂર છે કે પૈસાનુ, સૂતરનુ કે ચામડાનું લવાજમ ભરીને જ સેવક થવાય નહિ. સેવકનાં જે કર્તવ્યો બતાવ્યા છે તેમાં કેટલાંક ફરજિયાત છે ને કેટલાંક આવશ્યક છતાં પ્રયત્ન કરવાપૂરતાં મૂકવામાં આવ્યાં છે. તે કર્તવ્યોમાંનાં ફરજિયાતનુ જેઓ પાલન કરે ને પ્રયત્નપૂરતાંને વિષે પ્રયત્નવાન રહે તે જ સેવક તરીકે પોતાનુ નામ નોધાવી શકે. જેને ગોસેવાની ધગશ લાગી હોય તેને સારુ એ કર્તવ્યોનુ પાલન મુશ્કેલ નથી. જેઓ ફરજિયાત કર્તવ્યોનુ

પાલન કરવા હાલ અશક્ત હોય, પણ સંઘની સાથે નિકટ સંબંધ રાખવાની તીવ્ર ઇચ્છા રાખતા હોય તેઓ શું કરે? આ પ્રશ્ન સંઘની સભામાં થયો હતો. તેને અંગે સહાયકવર્ગ ઉમેરવામાં આવ્યો છે. પણ જેઓ સહાયક ન થઈ શકે તેઓ દાન તો પૂર્વની જેમ મોકલી જ શકે છે ને મોકલતા રહેશે એવી મારી ઉમેદ છે. **મો. ક. ગાંધી** ]

સન ૧૯૨૪ના ડિસેમ્બરની અઠ્ઠાવીસમી તારીખે બેલગામમા ગોરક્ષાપરિષદ થઈ હતી તે પરિષદે 'અખિલ ભારત ગોરક્ષામંડળ' ને નામે એક સ્થાયી મંડળ સ્થાપવાનો ઠરાવ કર્યો હતો, ને તેને સારુ નિયમો વગેરે ઘડવા એક સમિતિ નીમી હતી. તે સમિતિ ૧૯૨૫ના જાન્યુઆરીની ૨૬મી તથા ૨૮મી તારીખે દિલ્હીમાં મળી હતી. તેણે ઘડેલું બંધારણ કેટલાક સુધારા સાથે ૧૯૨૫ના એપ્રિલની ૨૮મીએ મુંબઈમા માધવબાગમાં મળેલી સાર્વજનિક સભામા પસાર થયું હતું. આ અખિલ ભારત ગોરક્ષામંડળે ભારતવર્ષમાં લોકો ઉપર જોઈએ તેવો પ્રભાવ પાડચો નહિ, તેથી તેના સભ્યોએ ૧૯૨૮ના જુલાઈની તા. ૨૫મીએ સાબરમતી આશ્રમમા મળી તેનું વિસર્જન કર્યું ને નીચે પ્રમાણે ઠરાવ કર્યો:

"પોતે ધારણ કરેલા દેશસમસ્તમાં વ્યાપક સ્વરૂપના પ્રમાણમાં અખિલ ભારત ગોરક્ષામંડળ પ્રજાનુ ધ્યાન તથા ભાવ પોતા પ્રત્યે ખેંચી શક્યું નથી. પોતાના ઉદ્દેશોનો ધીમો પ્રચાર અને વિશેષે કરીને મંડળના ઉદ્દેશાનુસાર સત્યાગ્રહાશ્રમમા ચાલતાં દુગ્ધાલય-ચર્માલયને મદદ કરવા ઉપરાંત મંડળની પ્રવૃત્તિ આગળ વધી નથી. ભેટ તથા લવાજમ પણ મુખ્યત્વે કરીને ઉપર દર્શાવેલા પ્રયોગોમા રસ લેનાર મિત્રો પાસેથી જ આવેલ છે. ગોશાળાઓ તથા પાંજરાપોળો ધારણાના પ્રમાણમા મંડળમાં લગભગ ભળી નથી એમ કહી શકાય. એટલે મંડળના વર્તમાન સભ્યો આ મંડળનું વિસર્જન કરે છે. કોઈ પણ પ્રકારે મંડળનું અસ્તિત્વ ન રાખતાં

'ગોસેવાસંઘ' એવું નાનું નામ* ધારણ કરે છે, અને એ સંઘના નીચે પ્રમાણે સ્થાયી સભ્ય નીમે છે (સભ્યોના નામ વ્યવસ્થા-વિભાગમાં આપવામા આવ્યા છે.)

"આ સંઘને મંડળનું કામકાજ, વ્યવસ્થા, અને નાણાં તથા માલમિલકતનો કબજો હમેશને માટે સોંપી દે છે. પૈસા ખર્ચવામા, ઉક્ત પ્રયોગો ચલાવવામાં, પોતાની સંખ્યા વધારવામા, કોઈ સભ્ય નીકળી જતા અથવા મરણ પામતા બીજાને નીમવામાં, કોઈ સભ્યને બહુમતીથી બરતરફ કરવામાં, બીજી રીતે મંડળના ઉદ્દેશોનો અમલ કરવામાં, સંઘની વ્યવસ્થા સારુ નિયમાવલિ તથા ધારાધોરણ ઘડવામા અને સમયાનુસાર એમા ફેરફાર કરવામાં એ સંઘ પૂરી સત્તા ભોગવે."

## ઉદ્દેશ તથા સાધનો

આ ઠરાવની રૂએ ગોસેવાસંઘની સમિતિએ નીચે પ્રમાણે નિયમો ઘડ્યા. ગોસેવાસંઘનો ઉદ્દેશ અને તે સફળ કરવાના સાધનો માજી ગોરક્ષામંડળના ઉદ્દેશ અને સાધનોને અનુસરશે. (તે ઉદ્દેશ અને સાધનો આગળના પરિશિષ્ટ ૧ માં આપ્યા છે તે જુઓ)

---

* આ નવું નામ કેવી રીતે પડ્યું તેની સમજ ગાંધીજીએ ૨૯–૭–'૨૮ના 'નવજીવન'માં પ્રસિદ્ધ થયેલા પોતાના લેખમા આ પ્રમાણે આપી હતી:—

'અખિલ ભારત ગોરક્ષામંડળ મટી વીસેક માણસોનો ગોસેવાસંઘ બન્યો. મૂળ મુસદ્દામાં નવું સૂચવેલુ નામ ગોરક્ષામંડળ હતુ. તેને બદલે જમનાલાલજીની તીક્ષ્ણ ને વસ્તુસ્થિતિને ઓળખનારી બુદ્ધિએ ગોસેવાસંઘ નામ સૂચવ્યું, ને તે હાજર રહેલા સભ્યોને ભાવ્યું. બુદ્ધિમાં, બળમાં, સંખ્યામાં નાનો સમુદાય ગોરક્ષાનો દાવો જ કેમ કરે? એનાથી સેવાનો નમ્ર ધર્મ પાળવાનો પ્રયત્ન જ થઈ શકે. તેથી ગોરક્ષામંડળને બદલે ગોસેવાસંઘનું નામ નાના મંડળને સારુ વધારે યોગ્ય હતુ'

# ગોસેવાસંઘ

## સેવક થવાની શરત

અઢાર વર્ષની ઉમ્મર ઉપરનું જે કોઈ, સ્ત્રી કે પુરુષ, આ સંઘના ઉદ્દેશનો સ્વીકાર કરે, અને

૧. વાર્ષિક રૂા. ૫ લવાજમ આપે, અથવા

૨. વર્ષે ૧૨,૦૦૦ વાર એકધારું, વળદાર, પોતે કાંતેલું સૂતર સંઘને મોકલે, અથવા

૩. વર્ષે સંઘને મૂએલાં ગાયબળદના બે ચામડાં કેળવેલાં કે વગર કેળવેલાં મોકલે તે આ સંઘનો સેવક ગણાશે.

એકસાથે રૂા. ૫૦૦ આપનાર સજ્જન સંઘના આજીવન સેવક ગણાશે

## સેવકોનાં કર્તવ્ય

આ સંઘ સેવકોનો સમુદાય છે, એટલે તેના અધિકાર નથી કલ્પ્યા અથવા સેવા એ જ અધિકાર છે, તેથી તેના નીચે પ્રમાણે કર્તવ્યો રહેશે:

૧ જ્યારે જ્યારે દૂધ અને દૂધમાંથી તૈયાર થતા પદાર્થો વાપરવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે બનતા સુધી એમાં ગાયના દૂધનો જ ઉપયોગ કરવો

૨ જ્યાં જ્યાં પોતાના શરીરને અર્થે ચામડાની વસ્તુઓ વાપરવી પડે ત્યાં ત્યાં સ્વાભાવિક મોતે મરેલા ઢોરનાં ચામડાં જ વાપરવા, કતલ કરેલા ગાયબળદના ચામડાં ન વાપરવાં. બીજી ચામડાની ચીજોમાં પણ યથાશક્તિ મરેલા ઢોરનું જ ચામડું વાપરવું.

૩. સેવક દૂધ સારુ ઢોર રાખે તો ગાય જ રાખે, ભેંસ કદાપિ ન રાખે જ્યાં જ્યાં દૂધ માટે ભેંસ પળાતી હોય ત્યાં ત્યાં ગાય પાળવાની ભલામણ કરે અને એનું મહત્ત્વ સમજાવે.

૪. જ્યાં જ્યાં પાંજરાપોળ અથવા ગોશાળા કે એ જ ઉદ્દેશની બીજી કોઈ સંસ્થા ચાલતી હોય ત્યાં ત્યાં 'ગોસેવાસંઘ'ના સિદ્ધાંતો સમજાવવા.

૩

# બળદ વિ૰ મોટર

કાકા સાહેબ લખે છે —

"હાલ જ્યાં હું રહું છું ત્યા એક બાજુ રેલવેરસ્તો છે અને સામી બાજુ પૂનેથી મુંબઈ જતો ગાડીરસ્તો છે. રેલવેને રસ્તે મહારાષ્ટ્રના કારકુનો ને કૂલીઓ મુંબઈ જતા દેખાય છે. ગાડીને રસ્તે એકલી બળદગાડીઓ જ નથી રહી. ઘોડાગાડી તો ભાગ્યે જ જોવા મળે. આખો દિવસ મોટરોની અને મોટર–બસોની દોડાદોડ જોવા મળે છે. 'બસો'માં ભીડ તો અસહ્ય હોય છે, પણ ઝડપના લાભનો વિચાર કરી લોકો એ જ પસંદ કરે છે.

"આ બે ચાર વરસમાં મોટરોની જાળ રેલવે જેટલી અથવા એથીયે વધારે ફેલાઈ હોવી જોઈએ. રેલવેનો નફો આપણા લોકોના હાથમાં આવતો જ નથી. એના પ્રમાણમાં મોટરો સારી ગણાય. પણ મોટરોની કિંમત અને પેટ્રોલના ભાવમાં નફાનો મહત્ત્વનો ભાગ પરદેશ જાય છે. પણ હું તો જુદી જ દૃષ્ટિએ આ મોટરોની જાળથી ડરી ગયો છું. પરદેશી કાપડથી જેમ ખેડૂતો ઉપર વરસના ચાર મહિનાની નવરાશ લદાઈ ગઈ અને તેઓ ભૂખે મરવા લાગ્યા, તેમ મોટરોને લીધે ખેતીના બળદો ઉપર છ આઠ મહિનાની નવરાશ લદાઈ ગઈ છે. બળદો આ નવરાશને લીધે ભૂખે મરતા નથી પણ 'જીવે' મરે છે.

## બળદ વિ૦ મોટર

"ગોરક્ષામાં આ ભારે વિઘ્ન છે એમ હું માનું છું. અત્યાર સુધી બળદોનો બધો ખર્ચ ખેતી ઉપર પડતો ન હતો. જ્યારે ખેતીનું કામ ન હોય ત્યારે ખેડૂત અને તેના બળદો બંનેને ભાડા કરવાની સગવડ હતી. આથી ખેતીની આવકમા સારો ઉમેરો થતો, અને ખેડૂતોને મુસાફરીથી મળતી બધી કેળવણી મળતી. આસપાસના પ્રાંતોની સ્થિતિની તેમ જ ત્યાંના વેપાર-ઉદ્યોગની માહિતી થતી અને પોતાના માલની સરસ ખપત ક્યા થાય એ પણ એ પોતાની જાતે શોધી શકતો. આજે મુસાફરીના સાધનો વધી પડ્યા છે એ ખરુ. પણ ખેડૂતોને, એ મજૂર થઈ ગામડાનો ત્યાગ ન કરે ત્યાં સુધી, મુસાફરી કરવાનું કારણ જ રહ્યું નથી. આથી ખેડૂતોનું અજ્ઞાન વધતુ જાય છે. અને જેમ જેમ રેલવે અને મોટરોનો પ્રચાર વધતો જાય છે તેમ તેમ ઢોરો પાળવાનું અને એકલી ખેતી પર તેમને નભાવવાનું અશક્ય થતું જાય છે અને ખેતીવાડી ખાતુ તો ખેતીમાં પણ યંત્રો વાપરવાની હિમાયત કરતુ જાય છે! જો ખેતી ટકાવવી હોય, ખેડૂતોને અને જાનવરોને બચાવવા હોય, તો આપણે આપણું જીવન જ એવું રાખવું જોઈએ કે જેથી ખેડૂતોને અને ઢોરોને આખું વરસ સુખેથી જીવવા જેટલુ કામ મળી રહે.

"એકાદ ઉત્સાહી વેપારી મોટરનો ધંધો ચલાવે અને ઢોરોને મફત ખવડાવી રાખવા માટે પાંજરાપોળ ખોલે તો એણે ગોરક્ષામા મદદ કરી એમ હું તો ન જ માનું.

"પશ્ચિમનો સુધારો આપણે ત્યાં રેલની માફક ધપ્યે જ જાય છે, એને અટકાવી શકાય જ નહિ. મને કે કમને એને વશ જ થવું જોઈએ, એમ કેટલાક મિત્રો કહે છે. પણ તેઓ એટલો વિચાર નથી કરતા કે, પશ્ચિમનો સુધારો જમે અને ઉધાર બંને પાસા લઈને નથી આવતો. જેટલી પશ્ચિમની ચીજો આપણે વાપરીએ છીએ તેટલી અહીંના લોકોની રોજી ઓછી થાય છે. માટે કોઈ પણ પરદેશી વસ્તુ અહીં દાખલ થવા દેતા પહેલાં, એને લીધે અહીંના કેટલા લોકોની રોજી તૂટે છે એનો પ્રથમ વિચાર થવો ઘટે છે. ઘડિયાળો

અહીં તૈયાર થતાં નથી. સહેજે એ ધંધો આ દેશમાં દાખલ થાય એમ પણ નથી. તેથી ઘડિયાળ વાપરીને આપણે, જેમને આપણા ઉપર આધાર રાખવો પડે છે, એવા અહીંના કોઈને ભૂખે નથી મારતા પણ પરદેશી કાપડ વાપરીને આપણે આપણા ભાઈઓનો ચોખ્ખો દ્રોહ કરીએ છીએ. તેમ જ્યાં રેલવે જતી નથી ત્યાં મોટરો વાપરીને પણ આપણે ખેડૂતોની અને ખેતીનાં ઢોરોની જીવનયાત્રા અઘરી કરી મૂકીએ છીએ. મને લાગે છે, સ્વદેશીની દૃષ્ટિએ તેમ જ ખેતી અને ગોરક્ષાની દૃષ્ટિએ આ મોટરની બળનો વિચાર આપણે કરવો ઘટે છે. આપણે વખતે તરત કશું કરી ન શકીએ એક ખાદીને પહોંચી વળીએ તોયે ઘણું થયું એ પણ ખરું છે. છતા, વસ્તુતઃ મોટરનો પ્રચાર એ લગભગ પરદેશી કાપડ જેટલો જ અનિષ્ટ છે એટલું આપણે મન સાથે નક્કી કરીએ તો તે ઇષ્ટ જ છે."

કાકાસાહેબના ઉદ્‌ગાર મનન કરવા લાયક છે,— વિશેષે કરીને હાલ ખરી ગોરક્ષાના ઉપાયોના વિચારો લગભગ દરેક અઠવાડિયે 'નવજીવન'માં કરવામાં આવે છે ત્યારે. જેમ આપણે દૂધ ખાવું બંધ કરીએ તો ગાયની રક્ષાનો પ્રશ્ન, ગમે તેટલો પ્રયત્ન કરીએ તે છતાં, પ્રજા નહિ ઝીલી શકે, તેમ જ ગાયના વંશજોને ખેતી ઇત્યાદિના ઉપયોગમાં લેતા આપણે બંધ થઈએ તોપણ તેઓની રક્ષા અશક્ય થઈ પડે. જે વસ્તુથી નિરંતર આર્થિક હાનિ જ થયે જાય તે વસ્તુને આ જગતમા કોઈ પણ મનુષ્ય હજુ સુધી નિભાવી શક્યો નથી. તેથી જ મેં ઘણી વેળા સૂચવ્યુ છે કે, જ્યા ધર્મ અને અર્થ એ બેય સાથે નથી ચાલી શકતા ત્યાં કાતો ધર્મ ખોટો છે અથવા અર્થ કેવળ સ્વાર્થ છે, સાર્વજનિક નથી શુદ્ધ ધર્મમાં શુદ્ધ અર્થ હમેશાં

સમાયેલો જ છે. અપૂર્ણ મનુષ્યને સારુ ધર્મની પરીક્ષાની આ એક સુંદર કસોટી છે. ગાયભેંસ મોટાં શહેરોમાં સાર્વજનિક અર્થની દૃષ્ટિએ બોજારૂપ થઈ પડયાં છે, તેથી જ તેમનો વધ વધતો ચાલ્યો છે. અને જો ગાયભેંસોનો મોટાં શહેરોમાં સદુપયોગ કરતાં આપણને નહિ આવડે તો કોઈ પણ ઉપાયે એમનો બચાવ થવાનો જ નથી એ વિષે કોઈ શંકા ન લાવે. આપણે રેલવે વિના તદ્દન ચલાવી લઈએ એ સ્થિતિ નથી રહી એવું અત્યારે તો જણાય છે. પણ રેલવેથી હિંદુસ્તાનમાં સર્વાંશે લાભ નથી થયો એ સમજી લઈએ તો આપણે તેને, આપણા હાથમા સત્તા હોય તો, મર્યાદિત કરીએ. તેમ જ મોટરને સર્વથા તિલાંજલી દેવાને કદાચ આપણે અસમર્થ હોઈએ તોપણ, જો આપણે બળદોનું રક્ષણ કરવા ઇચ્છતા હોઈએ તો તેની મર્યાદા તો આપણે બાંધવી જ જોઈશે. મોટરોથી આપણાં ખેતરો ખેડાય અને બળદોને આપણે ભિક્ષાર્થી બનાવીએ એ હરકોઈને અશકય લાગવુ જ જોઈએ. હિન્દુસ્તાનનું અર્થશાસ્ત્ર હિંદુસ્તાનને લગતુ જ ઘડાઈ શકે, તો જ શોભે અને તો જ તે નભે. આપણી પરિસ્થિતિનો વિચાર કરીને આપણા દેશનુ અર્થશાસ્ત્ર ઘડવામાં જ આપણી કુશળતાનું અને આપણી સભ્યતાનુ માપ નીકળવાનુ છે.

તા. ૮–૮–'૨૬ ગાંધીજી

૪

# આશ્રમની ગોશાળાના આંકડા

[પા. ૫૦ પર ઉલ્લેખેલા સત્યાગ્રહાશ્રમની ગોશાળાના મહા માસના ખરચ તથા આવકના આંકડા, ખાણની વીગતો ને તેનું ખરચ છોડીને તા. ૮-૫-'૨૭ના નં૦ ૭૦ માંથી નીચે આપ્યા છે. —પ્રકાશક]

| ગાય ભેંસનાં નામ | મહામાસનું દૂધ | રોજની સરેરાશ | ખાણની કુલ કિંમત | સામાન્ય ખર્ચ | કુલ ખર્ચ | દૂધની કિંમત |
|---|---|---|---|---|---|---|
| સાવિત્રી | ૩૩૧। | ૧૧।= | ૨૦-૧૦-૬ | ૧૨-૯-૬ | ૩૩-૪-૦ | ૪૧-૫-૬ |
| ગોમતી | ૨૬૧।। | ૯ | ૧૬-૧-૬ | ૧૨-૯-૬ | ૨૧-૩-૦ | ૩૨-૧૦-૦ |
| નંદા | ૧૮૮ | ૬।। | ૧૬-૧-૬ | ૧૨-૯-૬ | ૨૮-૩-૦ | ૨૩-૪-૦ |
| સરયૂ | ૩૧૩।। | ૧૦।।-।। | ૨૦-૯-૬ | ૧૨-૯-૬ | ૩૩-૪-૦ | ૩૯-૩-૦ |
| નાની તાપી | ૨૦૮। | ૭)≡ | ૧૬-૧-૬ | ૧૨-૯-૬ | ૨૯-૩-૦ | ૨૬-૮-૦ |
| કાશી | ૨૮૮।।। | ૯।।।≡।। | ૧૬-૧-૬ | ૧૨-૯-૬ | ૨૯-૩-૦ | ૩૫-૯-૬ |
| ગોદાવરી | ૨૮૭।। | ૯।।।≡ | ૨૨-૧૩-૬ | ૧૨-૯-૬ | ૩૫-૭-૦ | ૨૫-૧૧-૦ |
| નર્મદા | ૨૩૨।। | ૮ | ૧૬-૧-૬ | ૧૨-૯-૬ | ૨૯-૩-૦ | ૨૯-૧-૦ |
| મોટી તાપી | ૩૭૮।।। | ૧૩)- | ૨૦-૧૦-૬ | ૧૨-૯-૬ | ૩૩-૪-૦ | ૪૭-૫-૬ |
| જમની | ૧૦૬ | ૩।।=।। | ૧૮-૧-૬ | ૧૨-૯-૬ | ૩૦-૧૩-૦ | ૧૩-૪-૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સાબરમતી | ૨૦૫। | ૭)−। | ૧૮-૧-૬ | ૧૨-૯-૬ | ૩૦-૧૩-૦ | ૨૫-૧૦-૬ |
| ચંદ્રભાગા | ૧૫ | ૫ | ૪-૧-૦ | | ૪-૧-૦ | ૧-૧૪-૦ |
| ખાડી | | | ૧૩-૫-૬ | | ૧૨-૫-૬ | |
| કાળી ભેંસ | ૨૯૬।। | ૧૦)≡।। | ૨૨-૧૦-૬ | ૧૨-૯-૬ | ૩૫-૦-૦ | ૪૧-૯-૦ |
| કાળીનું જોટું (પહેલવેતરી પાડી) | ૨૭૮ | ૯।।−। | ૨૨-૧૦-૬ | ૧૨-૯-૬ | ૩૫-૪-૦ | ૩૯-૧૦-૦ |
| ભૂરી ભેંસ | ૨૩૪।।। | ૮)−। | ૨૨-૧૦-૬ | ૧૨-૯-૬ | ૩૫-૪-૦ | ૩૩-૦-૦ |
| ભૂરીનું જોટું (પહેલવેતરી પાડી) | ૩૮૦।। | ૧૩)= | ૨૨-૧૦-૬ | ૧૨-૯-૬ | ૩૫-૪-૦ | ૫૩-૮-૦ |
| બકરા | ૨૧૮।।। | ૭।।૦।।। | ૪-૦-૦ | | | ૧૩-૧૩-૬ |
| | | | | *૧૮૮-૧૪-૬ | ૪૯૪।।।-૨-૦ | રૂ. ૫૪૧-૧૪-૯ |
| | | | | | †૨૫-૨-૦ | |
| | | | | | રૂ. ૫૨૦ | |

* પંદર દૂઝણા મોટા પ્રાણી અને થોડા બકરા વચ્ચે સામાન્ય ખર્ચનો આકડો બહુ મોટો દેખાય છે પણ જેમ આખા કુટુંબનો ભાર કમાતા માણસ પર પડે છે, તેમ આ આખી ગોશાળાના ઢોરનો ભાર જેટલા દૂઝણા હોય તેને માથે ફાળે પડતો નાખ્યો છે. બકરા પર ખર્ચનો હિસ્સો નથી મુકાયો તે ખાતાની ભૂલથી રહી ગયેલ છે.

† આ ખર્ચની રકમ દૂધ નહિ વેચાતા વધેલ તેને વલોવતાં જે ખોટ પડી તે છે.